# પ્રસ્તાવના.

હમ્દ અને સલાત પછી ધર્મ અને કોમના ખિદમત સેવકની ઈસ્લામી બંધુઓની સેવામાં લાંબી નહીં પણ ટુંક અરજ છે કે આ પહેલાંના બે ભાગો આપ વાંચી સંતોષ પામ્યા હશો કે **"તાલીમુલ ઈસ્લામ"** જેવા અમુલ્ય જવાહેરાતની મુસ્લિમ ગુજરાતને કેટલી અગત્યતા છે અને તેનો આ ત્રીજો ભાગ આપના હસ્તમાં છે.

પ્રાથમિક કેળવણી લેતા બાળકોને જેટલી સરળ અને સ્ટેલ ગુજરાતીની જરૂર હોય છે તેને લક્ષમાં રાખી આ "તાલીમુલ ઈસ્લામ"ની હાર માળાનો સરળ ગુજરાતીમાં ભાષાંતર કરવામાં આવ્યો છે.

પ્રથમના ભાગમાં મુસ્લિમ બંધુઓનો એ તરફ લક્ષ દોરવામાં આવ્યો હતો કે પોતાના બાળકોની ધાર્મિક કેળવણી માટે ગુજરાતી માતૃભાષામાં, એને કોમી સ્કોલોમાં ચલાવવામાં આવે તો ભાષા ઉપરાંત મઝહબી જ્ઞાન પણ પ્રાપ્ત થાય. એક કાર ઔર દો કાજની કહેવત વાસ્તવિક રીતે બંધ બેસતી આવે.

પરંતુ મારા લખાણ ઉપર જોઈએ તેટલું લક્ષ અપાયું નથી તેમ તેમાં હું તદન નિરાશ પણ થયો નથી, કારણ કે રાંદેર **મદ્રસા મોહંમદીયા પીપરડીવાલા હાઈસ્કુલ** ના સંચાલકો ઉર્દુની સાથે ગુજરાતીને પણ શામેલ કરી ચલાવે છે. જેથી ઉર્દુ શિક્ષણ લેતા બાળકોને પણ એથી ઘણી પુષ્ટી મળે છે. એ વિષે તેમને ધન્યવાદ ઘટે છે. હું આશા રાખું છું કે ગુજરાતની બીજી મુસ્લિમ રાષ્ટ્રીય શાળાઓના સંચાલકો પણ એ તરફ લક્ષ આપશે.

એ ખુદા જેમ તેં પ્રથમના ભાગને લોકોપયોગી કર્યા તેમ આ ભાગને પણ કર, અને મારી મેહનતનો બદલો આખેરતમાંજ તારાથી ચાહું છું, આમીન. લી.

**અબ્દુર્રહીમ મૌલાના ગુલામ મોહંમદ સાદિક.**

# તાલીમુલ ઈસ્લામ ભાગ ત્રીજાનો પહેલો વિભાગ

એટલે

# તાલીમુલ ઈમાન અથવા ઈસ્લામી અકાએદ.

بسم الله الرحمن الرحيم

**પરમ કૃપાળુ, દયાળુ અલ્લાહના નામથી**

**સવાલ**—તૌહીદ કોને કહે છે?

**જવાબ**—દિલથી અલ્લાહ તઆલાને એક સમજવો અને મોઢાથી એનો ઈકરાર કરવાને તૌહીદ કહે છે.

**સવાલ**—ખુદા તઆલા છે એમ લોકોએ શી રીતે જાણ્યું?

**જવાબ**—પ્રથમતો મનુષ્યની બુધ્ધી (જોબરોબર હોયતો) ખુદા તઆલા મોજુદ છે અને તે એક છે એમ માન્ય રાખે છે. અને એજ કારણથી દુન્યામાં જેટલા મોટા મોટા બુધ્ધીશાળી વિદ્વાનો અને ફિલોસોફરો થયા છે તેઓ બધા ખુદા પાક એક છે એ વાતને માનનારા છે.

બીજું આકે ખુદાપાકના પૈગમ્બરોએ એક મતે મખલુકને તૌહીદનું શિક્ષણ આપ્યું અને બતાવ્યું કે અલ્લાહ તઆલા એક છે, તેના જેવો બીજો કોઇ નથી.

**સવાલ**—શું કુર્આને મજીદમાં તૌહીદનું શિક્ષણ અપાયલું છે?

**જવાબ**—હા, કુર્આન મજીદમાં તૌહીદનું શિક્ષણ સંપૂર્ણ અને ઉત્તમ રીતે આપવામાં આવ્યું છે. બલકે આજે દુન્યામાં માત્ર કુર્આને મજીદ એજ એક એવી કિતાબ છે જે ખાલીસ તૌહીદ

નું શિક્ષણ આપે છે જોકે પ્રથમની આસમાની કિતાબોમાં પણ તૌહીદનું શિક્ષણ હતું, પરંતુ તે બધી કિતાબોને લોકોએ હેરફેર કરી નાખી અને તૌહીદ વિરૂધ્ધ વાતો ભેળવી દીધી, અને ખુદાના મોકલેલા આકાશી શિક્ષણને બદલી નાંખ્યું, તેના સુધારા માટે અને દુન્યામાં સાચી તૌહીદના પ્રચાર માટે અલ્લાહતઆલાએ હઝરત મોહમ્મદ (સલ.) ને મોકલ્યા અને પોતાની ખાસ કિતાબ એટલે કુર્આન મજીદ ઉતારી અને તેમાં ચોકખે ચોકખું અને સાચે સાચું તૌહીદનું શિક્ષણ આપ્યું.

**સવાલ**—કુર્આન મજીદની કઇ આયતોથી તૌહીદ સિધ્ધ થાય છે. ?

**જવાબ**—આખા કુર્આને મજીદમાં પહેલેથી છેવટ સુધી તૌહીદનું શિક્ષણ ભરેલું છે. તેમાંની થોડીક આયતો આ છે: **"વએલાહોકુમ એલાહુંવ્વાહેદ લા એલાહ ઇલ્લા હોવર્રેહમાનુર રહીમ"** (સુરા બકરા રૂકૂ ૧૯) અર્થાત તમારો મઅબૂદ એક અલ્લાહ છે, તેના સિવાય કોઇ મઅબૂદ નથી તે ઘણોજ માયાળુ અને દયાળુ છે.

બીજી આયત આ છે, **"શહેદલ્લાહો અન્નહુ લા એલાહ ઇલ્લા હુવલમલાએકતો વ ઓલુલ ઇલ્મે કાએમમ બિલ કિસ્તે લાએલાહ ઇલ્લા હૂવલ અઝીઝુલ હકીમ."** (સુરએ આલે ઇમરાન રૂકૂ ૨) અર્થાત ખુદા સાક્ષી છે કે અલ્લાહ સિવાય કોઈ પુજ્ય નથી, અને ફરિસ્તાઓ તથા ઇલ્મ વાળાઓ પણ આ વાતની સાક્ષી આપે છે, તે ખુદા ઇન્સાફ કાયમ રાખનારો છે, તેના સિવાય કોઈ પુજ્ય નથી તે ગાલિબ, હિકમત વાળો છે.

એવીજ રીતે બીજી ઘણી આયતો ખુદાની તૌહીદનું શિક્ષણ આપે છે જેમકે **કુલ હોવલ્લાહો અહદ.** અર્થાત તું કહે કે તે અલ્લાહ એક છે.

---

* જ્યાં આવી રીતે (સલ.) લખ્યું હોય તેને સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ પઢવું અ. ૨.

**સવાલ**—ખુદા તઆલાનુ જાતી નામ શું છે?

**જવાબ**— ખુદા તઆલાનુ ઝાતી નામ અલ્લાહ છે. એને ઇસ્મે ઝાત અને ઇસ્મે ઝાતી પણ કહે છે.

**સવાલ**—શબ્દ અલ્લાહના સિવાય ખુદાતઆલાના બીજાં નામો છે જેમકે ખાલિક, રાઝિક વિગેરે. તેઓને શું કહે છે?

**જવાબ**—અલ્લાહ એ નામના સિવાય ખુદાના બીજા નામોને સિફાતી એટલે ગુણ વાચક નામો કહે છે.

**સવાલ**—સિફાતી નામોના શું અર્થ છે?

**જવાબ**—ખુદાની ઘણી સિફતો છે જેમકે **કદીમ** હોવું એટલે હમેશથી હોવું અને હમેશ રહેવું, **આલિમ** એટલે દરેક ચિઝને જાણનાર હોવું, **કાદિર** એટલે દરેક વસ્તુ પર તેની શકિત અને કુદરત હોવી, **હૈ** એટલે જીવતા હોવું વિગેરે, વિગેરે; તો જે નામ આ સિફતોમાંથી કોઈ સિફતને જાહેર કરે તેને સિફાતી નામ કહે છે,

એની મીસાલ એવી રીતે સમજો જેમકે કોઈ માણસનું નામ જમીલ છે જે માત્ર તેની ઝાત માટે ઓલખાણની રૂએ રાખવામાં આવ્યું છે. એમાં કોઈ સિફત (ગુણ)નો લેહાઝ નથી, પરંતુ તેમણે ઇલ્મ પણ શીખ્યો છે. તે લખતા પણ જાણે છે, કૂર્આન પણ તેને મોઢે યાદ છે. અને તેથી આ સિફતોની રુએ તેને આલિમ, મુન્શી, હાફિઝ પણ કહે છે; તો જમીલ તેનું ઝાતી નામ છે, આલિમ, મુન્શી, હાફિઝ સિફાતી નામ કહેવાશે, કેમકે તેના ઇલમની સિફત અથવા લખવાની સિફત અથવા કુરઆન મજીદ યાદ હોવાની સિફતની રૂએ આ નામો રાખવામાં આવ્યાં છે.

એવીજ રીતે અલ્લાહ એ નામ તો ખુદાનું ઝાતી નામ અથવા ઇસ્મે ઝાત છે. અને ખાલિક, કાદિર, આલિમ, માલિક વિગેરે તેનાં સિફાતી નામ છે.

**સવાલ**—ખુદાનું ઝાતી નામતો અલ્લાહ છે, તેનાં સિફાતી નામ કેટલાં છે?

**જવાબ**—કુરઆન મજીદમાં ખુદા તઆલાએ ફરમાવ્યું છે, **વલિલ્લાહિલ અસ્માઉલ હુસ્ના ફદઊહો બેહા** (સુ. આઅરાફ રૂકુ ૨૩) એટલે ખુદાના ઘણાં સારાં નામો છે તો એજ નામોથી તેને પોકાર્યા કરો.

અને હદીસે શરીફમાં છે, **ઈન્ના લિલ્લાહે તઆલા તિસ્અતંવ વતિસ્ઈના ઈસ્મમ મેઅતન ઈલ્લા વાહેદા.** (બુખારી) બેશક ખુદા પાકના નવ્વાણું એટલે સોમા એક કમ નામો છે.

# મલાએકહ—ફરિશ્તા.

**સવાલ**—ચાર માનીતા ફરિશ્તાઓના સિવાય બીજા બધા ફરિશ્તાઓનો મરતબો આપસમાં એક સરખો છે કે ઓછો વધતો?

**જવાબ**—ચાર મોકર્રબ (માનીતા) ફરિશ્તા જેઓના નામ તમે તાલીમુલ ઈસ્લામ ભા. ૨ માં વાંચી ચુકયા છો બધા ફરિશ્તા ઓથી અફઝલ છે. એમના સિવાય બીજા ફરિશ્તાઓ પણ આપસમાં ઓછો વધતો મરતબો રાખે છે. કોઈ વધારે મોકર્રબ અને કોઈ ઓછો.

**સવાલ**—ફરિશ્તા શું કામ કરે છે ?

**જવાબ**—આસ્માનો અને જમીનમાં અગણિત ફરિશ્તા જુદા જુદા કામો પર નીમાયલા છે. એમ સમજો કે આસ્માન અને જમીનની બધી વ્યવસ્થાઓ (બંદોબસ્ત) ખુદા પાકે ફરિશ્તાઓને સોંપેલી છે, અને તેઓ બધો ઇન્તેઝામ ખુદા પાકના હુકમ મુજબ પુરો કરતા રહે છે.

**સવાલ**—ફરિશ્તાઓના થોડાક કામો બતાવો ?

**જવાબ**—હઝરત જીબ્રીલ (અલે.) ખુદા તઆલાના હુકમો અને કિતાબો પેગમ્બરોની પાસે લાવતા હતા. કેટલીક વખત અંબિયા (અલે.)ની મદદ કરવા અને ખુદા, રસુલના દુશમનો સાથે લડવા માટે પણ મોકલવામાં આવ્યા અને કેટલીક વખત ખુદા પાકે નાફરમાન બંદાઓ પર અઝાબ પણ તેઓની મારફતે મોકલ્યો.

હઝરત મીકાઈલ (અલે.) મખલુકને રોઝી પહોંચાડવા તેમ વરસાદ વિગેરેના કામો માટે નીમાયલા છે, અને અંગણીત ફરિશ્તા

તેમના હાથ નીચે કામ કરે છે. તેમાંથી કેટલાક વાદળોના ઈન્તેઝામ માટે અને કેટલાક હવાઓના ઈન્તેઝામ માટે અને કેટલાક સમુદ્રો, તળાવો, અને નહેરો પર મોકર્રર છે, અને આ બધી વસ્તુઓનો ઈન્તેઝામ ખુદાના હુકમ મુજબ કરે છે.

હઝરત ઈસરાફીલ (અલે.) કિયામતના દિવસે સુર ફુંકશે.

હઝરત ઈઝરાઈલ (અલે.) મખલુકની જાન કહાડવાપર મોકર્રર છે, અને તેમના હાથ નીચે પણ અસંખ્ય ફરિશ્તા કામ કરે છે.

નેક બંદાઓની જાન કહાડનાર ફરિશ્તા જુદા છે, અને બુરા લોકોની જાન કહાડનાર જુદા છે. એ ઉપરાંત ફરિશ્તાઓના થોડાક કામ આ છે:—

(૧) દરેક માણસની સાથે બે ફરિશ્તા રહે છે, એક ફરિશ્તો તેના નેક કામો લખે છે અને બીજો બુરાં કામો લખે છે. આ ફરિશ્તાઓને કેરામન કાતેબીન કહે છે.

(૨) થોડાક ફરિશ્તા માણસને આફતો અને બલાઓથી બચાવવા પર મોકર્રર છે. બાળકો, ઘરડાઓ, નિર્બળોની અને જેઓના સબંધમાં ખુદાનો હુકમ થાય છે તેઓની સંભાળ રાખે છે.

(૩) થોડાક ફરિશ્તા માણસના મરી જવા બાદ કબરમાં તેનાથી સવાલ કરવા પર મોકર્રર છે. દરેક માણસની કબરમાં બે ફરિશ્તા આવે છે તેમને મુનકર અને નકીર કહે છે.

(૪) થોડાક ફરિશ્તા આ કામ પર નિમાયલા છે કે દુન્યામાં ફરતા રહે અને જ્યાં અલ્લાહુતઆલાનો ઝીકર થતો હોય, વઅઝ થતી હોય, કુર્આન મજીદ પઢાતું હોય, દરૂદ શરીફ પઢવામાં આવતું હોય, દીની ઈલમની તા'લીમ થતી હોય એવી મજલિસોમાં હાજર થઈ અને જેટલા લોકો તે મજલીસમાં હોય તે નેક કામમાં ભેગા હોય તેમની હાજરીની ખુદા તઆલાની સામે શાક્ષી આપે છે.

દુન્યામાં જે ફરિશ્તા કામ કરે છે તેમની સવાર સાંજ બદલી પણ થાય છે. સવારની નમાઝની વખતે રાતવાળા ફરિશ્તા આસમાનો પર ચાલ્યા જાય છે, અને દિવસમાં કામ કરનારાઓ આવી

જાય છે. અને અસરની નમાઝ પછી દિવસવાળા ફરિશ્તા ચાલ્યા જાય છે અને રાતના કામ કરનારા આવી જાય છે.

(૫) કેટલાક ફરિશ્તા જંનતના ઇન્તેઝામો અને તેના કારબાર પર મોકર્રર છે.

(૬) કેટલાક ફરિશ્તા દોજખના ઇન્તેઝામ પર મોકર્રર છે.

(૭) કેટલાક ફરિશ્તા ખુદાપાકના અર્શને ઉઠાવનારા છે.

(૮) કેટલાક ફરિશ્તા ખુદા તઆલાની બંદગી અને તેની તસ્બીહ અને તકદીસમાં લાગેલા રહે છે.

**સવાલ**—કેવી રીતે જણાયું કે ફરિશ્તાઓ આ કામો કરે છે ?

**જવાબ**—આ બધી વાતો કુરઆન મજીદ અને હદીસોમાં લખેલી છે.

# ખુદા તઆલાની કિતાબો,

**સવાલ**—તૌરેત, ઝબુર, અને ઇનજીલ એ આસમાની કિતાબો છે તે કેવી રીતે જણાયું ?

**જવાબ**—આ ત્રણે કિતાબો આકાશી પુસ્તકો છે એમ કૂર્આન મજીદથી સાબિત થાય છે.

તૌરેતના વિષે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે **ઇન્ના અનઝલનત્તવરાતા ફીહા હોદંવ્વનુર**- (સુરહ માએદહ, રૂકૂ ૭) એટલે ખચિત અમે તૌરેત ઉતારી તેમાં હિદાયત અને નૂર છે.

ઝબુરના વિષે ફરમાવ્યું કે **વ આતૈના દાવુદા ઝબુરા.** (સુરહ નિસા, રૂકુ ૨૩) એટલે અને અમે દાવુદ (અલે) ને ઝબુર દીધી.

ઇનજીલના માટે ફરમાવ્યું કે **વ કફ્ફૈના બે ઇસબને મરયમા વ આતૈનાહુલ ઇનજીલ** (સુરહ હદીદ, રુકૂ ૪) એટલે અમે ઇસા બિન મરયમ (અલે)ને મોકલ્યા અને તેઓને ઇનજીલ દીધી.

જેથી મુસલમાનોને કુર્આને મજીદના આધારે આ ત્રણે આકાશી પુસ્તકો છે એની ખાત્રી થઈ.

**સવાલ**—જો કોઈ માણુસ તૌરેત, ઝબુર કે ઈનજીલને ખુદાની કિતાબો ન માને તો તે કેવો છે?

**જવાબ—**એવો માણુસ કાફિર **છે** કેમકે આ કિતાબોનું ખુદાની કિતાબો હોવું કુર્આન મજીદથી સાબેત થયુ છે, તો જે માણુસ તે કિતાબોને ખુદાની કિતાબો માનતો નથી તે કૂરઆન મજીદની બતાવેલી વાતને માનતો નથી, અને જે કૂર્આન મજીદની બતાવેલી વાતને ન માને તે કાફિર છે.

**સવાલ**—ત્યારે શું આ તૌરેત, ઝબુર અને ઇન્જીલ જે ઇસાઈઓ પાસે મોજુદ છે તે તેજ અસલી આસમાની તૌરેત ઝબુર, અને ઈન્જીલ છે ?

**જવાબ**—ના"કેમકે કુરઆન મજીદથી આ વાત પણ સાબિત થઈ છે કે એ કિતાબોને લોકોએ બદલી નાખી છે. તેથી હાલની તૌરેત, ઝબુર અને ઇન્જીલ તે અસલી આસમાની કિતાબો નથી બલકે તેમાં ફેરફાર થયો છે. એટલા માટે હાલની એ ત્રણે કિતાબો વિષે એમ યકીન ન રાખવું જોઈએ કે એસઘળી આસમાની કિતાબો છે.

**સવાલ—**એ કેવી રીતે જણાયું કે કેટલાક પેગમ્બરો પર સહીફા ઉતર્યા હતા ?

**જવાબ—**કુરઆન મજીદથી સાબિત છે કે કેટલાક પેગમ્બરો પર સહીફા નાઝીલ થયા હતા. હઝરત ઈબ્રાહીમ (અલે.)ના સહીફાઓનું વર્ણન સુરહ સબ્બેહીસમામાં મોજુદ છે.

**સવાલ—**કુરઆન મજીદ ખુદાતઆલાની કિતાબ છે કે ખુદાનું કલામ છે ?

**જવાબ—**કુરઆન મજીદ ખુદાપાકની કિતાબ પણ છે અને ખુદા તઆલાનું કલામ પણ છે. કુરઆન મજીદમાં એને કિતાબુલ્લાહ પણ કહ્યુ છે અને કલામુલ્લાહ પણ.

**સવાલ**—તૌરેત, ઝબુર, ઈન્જીલ અને કુરઆન મજીદમાં કઈ કિતાબ અફઝલ છે ?

**જવાબ**—કુરઆન મજીદ સૌથી અફઝલ છે.

**સવાલ**—કુરઆન મજીદને આગલી કિતાબો પર શું ફઝીલત છે?

**જવાબ**—ઘણી ફઝીલતો છે જેમાંથી થોડીક ફઝીલતો આ છે:-

**પહેલી** આકે કુરઆન મજીદનો એકેએક અક્ષર અને એકેએક શબ્દ જેમનો તેમ છે તેમાં એક નુકતાની પણ વધઘટ થઈ નથી. અને કિયામત સુધી થઈ શકશે પણ નહિ. અને આગલી કિતાબોમાં લોકોએ ફેરફાર કરી નાંખ્યો.

**બીજી** આકે કુરઆન મજીદની ઇબારત મોઅજીઝ છે એટલે એવા પ્રકારની ઇબારત છે કે કુરઆન મજીદની નાનામાં નાની સુરહના જેવી પણ કોઈ બનાવી શકતો નથી.

**ત્રીજી** આકે કુરઆન મજીદ આખેરી શરીઅતના હુકમો લાવ્યું છે. તેથી એના ઘણા ખરા હુકમોએ આગલી કિતાબોના હુકમોને મનસુખ (રદ) કરી દીધા.

**ચોથી** આકે આગલી કિતાબો એકી વખતે પુરેપુરી નાઝિલ થઈ, અને કુરઆન મજીદ ત્રેવીશ વરસ સુધી જરૂરત પ્રમાણે થોડું થોડું નાઝિલ થતું રહ્યું. ધીમે ધીમે અને જરૂર વખતે ઉતરવાથી લોકોના દિલોમાં ઉતરતું ગયું અને સેંકડો બલકે હજારો માણસ તેના હુકમોને કબુલ કરતા તથા મુસલમાન થતા ગયા.

**પાંચમી** આકે કુરઆન મજીદ હજારો, લાખો મુસલમાનોના સીનામાં મહફુઝ (સચવાયલું) છે. અને આ સીના બસીના હિફાઝત (સંભાળ) રસુલે કરીમ (સલ) ના મુબારક ઝમાનાથી આજ સુધી બરાબર ચાલતી આવી છે. અને ઇનશા અલ્લાહો તઆલા કિયામત સુધી જારી રહેશે.

એજ સીના બસીના હિફાજતને લીધે ઇસ્લામના દુશમનોને કદિ પણ એવો મોકો મળ્યો નહિ કે કુરઆન શરીફમાં વધારો ઘટાડો કરી શકે અથવા તેને દુન્યાથી નાબુદ કરીદે અને ખોદા ચાહે તો એવો મોકો કિયામત સુધી મળશે પણ નહિ.

**છઠ્ઠી** એ કે કુરઆન મજીદના હુકમો એવા અનુકુળ છે કે દરેક ઝમાના અને દરેક કોમને અનુસરતા છે. દુનિયામાં કોઈ એવી કોમ નથી જે કુરઆન મજીદના હુકમો ઉપર ચાલી ન શકતી હોય.

કુરઆન મજીદના હુકમો દરેક ઝમાના અને દરેક કોમને અનુકુળ છે તેથી કુર્આન મજીદ ઉતર્યા બાદ કોઈ શરીઅત અને આસમાની કિતાબની જરૂર રહી નહિં અને રસૂલુલ્લાહ (સલ) ની રિસાલત બધી દુન્યા માટે આમ કરી દેવામાં આવી.

# રિસાલત

**સવાલ**—બધા પેગમ્બરોની ગણત્રી અને નામતો માલમ નથી. પણ મશહુર પેગમ્બરોનાં કેટલાક નામ બતાવો?

**જવાબ**—મશહુર(પ્રખ્યાત)પેગમ્બરોનાં કેટલાંક નામો આ છે હઝરત આદમ,(અલે.) હઝરત શીશ, (અલે.) હઝરત ઈદ્રીસ, (અલે.) હઝરત નુહ, (અલે,) હઝરત ઈબ્રાહીમ, (અલે.)હઝરત ઈસ્માઈલ (અલે.) હઝરત ઈસ્હાક, (અલે.) હઝરત યાકુબ,(અલે.)હઝરત યુસોફ, (અલે.) હઝરત દાઊદ, (અલે,) હઝરત સુલેમાન,(અલે.) હઝરત મુસા, (અલે.)હઝરત હારૂન, (અલે.) હઝરત ઝકરીયા, (અલે.) હઝરત યહુયા, (અલે.) હઝરત ઈલ્યાસ, (અલે,) હઝરત યુનોસ (અલે.)હઝરત લુત,(અલે.)હઝરત સાલેહ, (અલે.)હઝરત હૂદ (અલે.) હઝરત શોએબ, (અલે.) હઝરત ઈસા, (અલે) હઝરત ખાતમુન્નબીયીન મોહંમદ (સલ.)

**સવાલ**—રસૂલુલ્લાહ (સલ.)અરબના કયા કુટુંબથી છે?

**જવાબ**—હઝરત કુરેશ નામના કુટુંબથી છે. અરબના સઘળા ખાનદાનોમાં એ ખાનદાનની ઈઝઝત અને મરતબો વધારે હતો. એ ખાનદાનના લોકો અરબના બીજા ખાનદાનોના સરદાર માનવામાં આવતા હતા. ફરી ખાનદાને કુરેશની એક શાખા બનીહાશિમ હતી, જે કુરૈશની બીજી શાખાઓથી વધુ ઈઝઝત રાખતી હતી. હઝરત(સલ.) એજ શાખા એટલે બનીહાશિમમાંથી હતા. તેથીજ હઝરતને હાશિમી પણ કહેવામાં આવે છે.

**સવાલ**—હાશિમ કોણ હતા જેમની ઓલાદ બની હાશિમ કહેવાય છે?

**જવાબ**—હઝરતના પરદાદાનું નામ હાશિમ છે. આપની વંશાવળી આ પ્રમાણે છે. મોહંમદ બીન અબ્દુલ્લાહ બીન અબ્દુલ મુત્તલિબ બીન હાશિમ બીન અબ્દુલ મનાફ.

**સવાલ**—હઝરત(સલ)ના વંશજોમાં હઝરત આદમ(અલે) પછી કોઈ બીજા પેગમ્બર થયા છે કે નહિ?

**જવાબ**—હા, આપ (સલ.)હઝરત ઇસ્માઇલ [અલે.]ની ઓલાદમાં છે, અને હઝરત ઇસ્માઇલ (અલે.) હઝરત ઇબ્રાહીમ (અલે.)ના દીકરા છે. એ બન્નેના સિવાય હઝરત નૂહ (અલે.) હઝરત ઇદ્રીસ (અલે) અને હઝરત શીસ (અલે.) પણ હઝરત (સલ.)ના નસબના સિલસેલામાં શામેલ છે.

**સવાલ**—હઝરત મોહમ્મદ (સલ.)ને કેટલા વર્ષની ઉમ્મરે પયગમ્બરી મળી?

**જવાબ**—હઝરતની ચાલીસ વર્ષની ઉમ્મર હતી ત્યારે આપની ઉપર વહી ઉતરી.

**સવાલ**—વહીથી શું મતલબ છે?

**જવાબ**—વહીનો આ મતલબ છે કે ખુદા પાકે પોતાના હુકમો અને પોતાનું કલામ હઝરત ઉપર ઉતારવું શરૂ કર્યું.

**સવાલ**—વહી ઉતરવા બાદ કેટલી મુદ્દત સુધી હઝરત (સલ.) જીવતા રહ્યા?

**જવાબ**—ત્રેવીશ વર્ષ. તેર વર્ષ મકકા શરીફમાં અને દશ વર્ષ મદીના મુનવ્વરામાં રહ્યા.

**સવાલ**—મદીના મુનવ્વરામાં આપ કેમ ચાલ્યા ગયા?

**જવાબ**—હઝરતે (સલ.) જ્યારે મકકા શરીફના લોકોને ખુદા પાકની તોહીદનું શિક્ષણ આપ્યું અને તેમને ફરમાવ્યું કે મુર્તિ પૂજા છોડી દઈ એક ખુદા ઉપર ઈમાન લાવો. ત્યારે તે લોકો હઝરતના દુશ્મન થઈ ગયા કેમકે તે લોકો મુર્તિ પૂજક હતા

અને મુર્તિઓને મા'બુદ સમજતા હતા. તેથી અનેક રીતે હઝરત (સલ૦) ને તેમણે તકલીફો પહોંચાડવી શરૂ કીધી. હઝરત (સલ) તેમની અદાવત અને દુશમનીની સખતીઓ અને તકલીફો સહન કરતા અને તૌહીદની તા'લીમ આપતા અને ખુદાના હુકમો પહોંચાડતા રહ્યા. પણ જ્યારે તેમની દુશમનીની કોઇ હદ બાકી રહી નહિ. અને સર્વેએ મળી હઝરતને કતલ કરી નાખવાનો ઇરાદો કર્યો ત્યારે હઝરત (સલ.)ખુદાના હુકમથી પોતાની વહાલી જન્મ ભુમી મક્કા શરીફને છોડી મદીના મુનવ્વરામાં તશરીફ લઇ ગયા. મદીના મુનવ્વરાના લોકો પ્રથમથી મુસલમાન થયા હતા અને તેઓ હઝરત (સલ.)ના મદીનામાં તશરીફ લાવવાના ઘણા આતુર હતા. જ્યારે હઝરત મદીનામાં પહોંચ્યા ત્યારે તે મુસલમાનોએ હઝરતની અને આપના સાથીઓની પોતાના જાન, માલથી ઘણી મદદ કરી.

હઝરતના મદીનામાં તશરીફ લઇ જવાની ખબર સાંભળી બીજા મુસલમાનો પણ જેઓને કાફિરો સતાવતા હતા ધીમે ધીમે મદીના મુનવ્વરામાં ચાલ્યા ગયા.

હઝરત (સલ.)ના મક્કાથી મદીના મુનવ્વરા ચાલ્યા જવાને **હિજરત** કહે છે. અને મુસલમાનોને જેઓ પોતાનાં ઘરબાર છોડી મદીનામાં આવતા રહ્યા તેઓને મુહાજેરીન કહે છે અને મદીનાના મુસલમાનોને જેઓએ હઝરત (સલ.) અને મુહાજેરીનની મદદ કરી તેઓને અનસાર કહે છે.

**સવાલ**—હઝરતે (સલ.)નબી હોવાનો દાવો કર્યો તે પહેલાં અરબના લોકો આપને કેવા સમજતા હતા ?

**જવાબ**—નુબુવતના દાવા પહેલાં સર્વે લોકો હઝરતને ઘણા સાચા, પાકબાઝ અને અમાનતદાર માણસ સમજતા હતા. મોહમ્મદ અમીન કહી બોલાવતા હતા. જેનો મતલબ આ છે કે આપ તેમની નજીક ઘણાજ માતબર અને સાચા માણસ હતા. તેમ બધા લોકો આપની ઘણી ઇજ્જત કરતા હતા.

**સવાલ**—આ વાતની શું દલીલ છે કે હઝરત મોહમ્મદ (સલ.) સર્વેથી છેલ્લા પયગમ્બર છે અને આપના બાદ કોઈ નબી આવશે નહિં.

**જવાબ**—પહેલાં આ કે કુર્આન મજીદમાં અલ્લાહ પાકે આપને ખાતમુન્નબીયીન ફરમાવ્યું જેનો મતલબ આ છે કે આપ બધા પયગમ્બરોમાં છેલ્લા પયગમ્બર છે. બીજું આ કે હુઝુર રસૂલે કરીમે (સલ.) ફરમાવ્યું છે **અના ખાતમુન્નબીયીન લા નબીયા બઅદી.** કે હું છેલ્લો નબીછું મારા પછી કોઈ નબી આવનાર નથી ત્રીજું આકે આલ્લાહ પાકે કુર્આન મજીદમાં ફરમાવ્યું છે **અલયવમ અકમલતો લકુમ દીનકુમ વઅતમમતો અલૈકુમ નેઅમતી વ રદીતો લકુમુલ ઇસ્લામા દીના.**(સુરહ માએદા રૂકુ–૧) અર્થાત મેં આજે તમારા માટે તમારા દીનને કામીલ (સંપૂર્ણ) કરી દીધું, અને અને મારી નેઅમત તમારી ઉપર પુરી કરી દીધી અને તમારા માટે દીન ઇસ્લામ પસંદ કર્યું.

એથી સાબીત થયું કે હુઝુરના વાસ્તાથી ખુદા પાકે દીનની તકમીલ (સંપૂર્ણતા) કરી દીધી અને ઇસ્લામ દરેક રીતે કામીલ દીન થઇ ગયું એજ માટે હુઝુરની બાદ કોઈ પયગમ્બરના આવવાની જરૂર રહી નહિ.

**સવાલ**—આ વાતની શું દલીલ છે કે હઝરત (સલ૦)તમામ પયગમ્બરોથી મરતબામાં મોટા છે.

**જવાબ**—હુઝુરનુ તમામ પયગમ્બરોથી અફઝલ હોવું કુર્આન મજીદની કેટલીક આયતોથી સાબિત થાય છે. અને હઝરતે (સલ૦) પણ ફરમાવ્યું છે. **અના સૈયિદો વુલ્દે આદમા યવમલ કિયામતે** એટલે હું કિયામતના દિવસે આદમ (અલે૦)ની તમામ ઓલાદનો સરદાર હોઇશ અને જાહેર કે આદમ (અલે૦)ની ઓલાદમાં તમામ પયગમ્બરો પણ શામેલ. છે તો હઝરત (સલ.) તમામ પયગમ્બરોથી અફઝલ અને તેઓના સરદાર થયા.

## સાહબા કિરામનું વર્ણન.

**સવાલ**—સહાબી કોને કહે છે?

**જવાબ**—સહાબી તે માણસને કહે છે જેણે ઇમાનની હાલતમાં હઝરત [સલ.] ને જોયા હોય, અથવા આપની ખિજમતમાં હાજર થયો હોય અને ઈમાન ઉપર તેની વફાત થઈ હોય.

**સવાલ**—સહાબી કેટલા છે ?

**જવાબ**—હઝારો છે. જેઓ હઝરત [સલ.]ની ખિજમતમાં હાજર થઇ મુસલમાન થયા અને ઇસ્લામ ઉપર તેમની વફાત થઈ.

**સવાલ**—બધા સાહબીઓનો મરતબો બરાબર છે કે ઓછો વધતો ?

**જવાબ**—તમામ સહાબામાં ચાર સાહબી સર્વેથી અફઝલ છે. પહેલા હઝરત અબાબકર સિદ્દીક (રદી.) * જેઓ સઘળી ઉમ્મતથી અફઝલ છે. બીજા હઝરત ઉમર ફારૂક [રદી.] જેઓ હઝરત અબાબકર સિદ્દીક (રદી.) સિવાય સઘળી ઉમ્મતથી અફઝલ છે, ત્રીજા હઝરત ઉસમાન ગની (રદી.)જેઓ હઝરત અબાબકર (રદી.) અને હઝરત ઉમર [રદી.] પછી તમામ ઉમ્મતથી શ્રેષ્ઠ છે. ચોથા હઝરત અલી [રદી.]જેઓ હઝરત અબાબકર [રદી.] અને હઝરત ઉમર (રદી.) અને હઝરત ઉસમાન (રદી.)ની બાદ સઘળી ઉમ્મતથી અફઝલ છે એજ ચાર બુઝર્ગો હઝરત (સલ.)ના બાદ આપના ખલીફા થયા.

**સવાલ**—ખલીફા થવાનો શું મતલબ છે ?

**જવાબ**—રસૂલુલ્લાહ [સલ.]ના દુન્યાથી તશરીફ લઈ જવા બાદ દીનનું કામ સાચવવા અને જે બંદોબસ્તો હઝરત (સલ.) ફરમાવતા હતા તેમને કાયમ રાખવામાં જે માણસ આપનો કાયમ મુકામ થયો તેને ખલીફો કહે છે. ખલીફાના અર્થ કાયમ મુકામ અને નાયબના છે હઝરતની વફાત બાદ તમામ મુસલમાનોના એકમતથી હઝરત અબાબકર સિદ્દીક (રદી.) હુઝુરના કાયમ મુકામ બનાવ્વામાં આવ્યા એથીજ એ પહેલા ખલીફા છે. એમના બાદ હઝરત ઉમર ફારૂક (રદી.) બીજા ખલીફા થયા તેમના પછી હઝરત ઉસ્માંન [રદી.] ત્રીજા ખલીફા થયા. તેમના પછી હઝરત અલી(રદી.) ચોથા ખલીફા થયા. એ ચારેને ખોલફાએ અરબઆ અને ખોલફાએ રાશેદીન તેમ ચાર યાર પણ કહે છે.

---

* જ્યાં (રદી.) આવી રીતે લખ્યું હોય ત્યાં રદિયલ્લાહો તઆલા અન્હો પઢવું.

# વિલાયત અને અવલિયા અલ્લાહનું વર્ણન.

**સવાલ**—વલી કોને કહે છે?

**જવાબ**—જે મુસલમાન ખુદાતઆલા અને પયગમ્બર (સલ.) ના હુકમોની તાબેદારી કરે અને ઘણી ઈબાદત કરે, ગુનાહોથી દુર રહે, ખુદા અને રસૂલની મહોબત દુન્યાની સર્વે વસ્તુઓની મહોબ્બતથી વધુ રાખે, તે ખુદાનો મુકર્રબ [માનીતો]અને વહાલો થઈ જાય છે. તેને વલી કહે છે.

**સવાલ**—વલીનીશું ઓળખાણ છે.?

**જવાબ**—વલીની પીછાણ આ છે કે તે મુસલમાન, મુત્તકી પરહેઝગાર હોય ઈબાદત વધારે કરતો હોય, ખુદા અને રસૂલની મહોબ્બત તેના ઉપર ગાલિબ હોય, દુન્યાનો લોભ ન હોય, આખિ-રતનો ખિયાલ હંમેશ પોતાની સનમુખ રાખતો હોય.

**સવાલ**—શું સહાબીને વલી કહી શકીએ છીએ?

**જવાબ**—હા; તામમ સહાબી ખુદાના વલી હતા, કેમકે હુઝુર રસુલે કરીમ [સલ.]ની સોહબતની બરકતથી તેઓના દિલોમાં ખુદા અને રસુલની મહોબ્બત ગાલિબ હતી, દુન્યાથી મોહબ્બત રાખતા ન હતા, ઘણી ઇબાદત કરતા હતા. ગુનાહોથી બચતા હતા, ખુદા અને રસૂલના હુકમોની તાબેદારી કરતા હતા,

**સવાલ**—શું કોઈ સહાબી કે વલી કોઈ નબીની બરાબર થઇ શકે છે?

**જવાબ**—કદી નહી સહાબી અથવા વલી ગમે તેટલો મોટો મરતબો રાખતો હોય તો પણ નબીના બરાબર થઈ શકતો નથી.

**સવાલ**—એવો વલી જે સહાબી ન હોય કોઇ સહાબીના મરતબાની બરાબર અથવા એથી વધુ મરતબા વાળો થઈ શકેછે?

**જવાબ**—નહિ; સહાબી હોવાની ઘણી મોટી ફઝીલત છે. માટે કોઈ વલી (જે સહાબી ન હોય) મરતબામાં સહાબીના બરાબર કે વધુ થઈ શકતો નથી.

**સવાલ**—કેટલાક લોકો શરીઅત વિરૂધ્ધ કામ કરે છે, જેમકે નમાઝ નથી પઢતા, દાઢી મુંડાવે છે અને લોકો તેમને વલી સમજે છે, તો એવા લોકોને વલી સમજવું કેવું છે?

**જવાબ**—તદન ગલત છે. યાદ રાખો કે જે માણસ શરીઅત વિરૂદ્ધ કામ કરતો હોય કદી પણ વલી થઈ શકતો નથી.

**સવાલ**—શું એવા પણ વલી હોય છે કે શરીઅતના હુકમો જેમકે નમાઝ રોઝા તેમને માફ થઈ જાય?

**જવાબ**—જ્યાં સુધી માણુસ હોશમાં હોય અને તેની તાકાત દુરૂસ્ત હોય ત્યાં સુધી કોઈ ઇબાદત માફ થતી નથી. તેમજ કોઈ ગુનાહની વાત પણ તેને માટે જાએઝ થતી નથી. જે લોકો અક્કલ અને તાકાત દુરૂસ્ત હોવા છતાં ઈબાદત કરે નહિં, અને શરીઅત વિરૂધ્ધ કામ કરે અને કહે કે અમારા માટે આ વાત દુરૂસ્ત છે તે લોકો બે દીન છે. કદી પણ વલી થઈ શકતા નથી.

# મોઅજેઝહ અને કરામતનું વર્ણન.

**સવાલ**—મોઅજેઝહ કોને કહે છે?

**જવાબ**—ખુદાપાક પોતાના પયગમ્બરોના હાથે કદી આદત વિરૂધ્ધ એવી વાતો જાહેર કરાવે છે જેમને કરવાથી દુન્યાના બીજા લોકો અશકય હોય છે, જેથી લોકો એવી વાતો નિહાળી સમજી લે કે આ ખુદાના તરફથી મોકલેલા છે. એવી વાતોને મોઅજેઝહ કહે છે.

**સવાલ**—પયગમ્બરોએ કયા કયા મોઅજેઝહ દેખાડયા?

**જવાબ**—ખુદાના હુકમથી પયગમ્બરોએ અસંખ્ય મોઅજેઝહ દેખાડયા છે થોડાક પ્રખ્યાત મોઅજેઝહ આ છે. હઝરત મૂસા (અલે.)ની અસા (હાથમાં રાખવાની લાકડી) સાપની સુરત થઇ ગઈ અને જાદુગરોના સાપને ગળી ગઈ. હઝરત મુસા [અલે.] ના હાથમાં ખુદાપાક એવી ચમક પેદા કરતા હતા કે તેની રોશની સુર્યના તેજથી વધી જતી હતી. હઝરત મુસા [અલે.]ના માટે નીલ નદીની વચમાં સુકા રસ્તા થઇ ગયા અને તેઓ પેતાના સાથીઓને લઇ રસ્તાઓથી પાર ઉતરી ગયા. જ્યારે ફિરઓનનું

લશ્કર તે રસ્તાઓથી પસાર થવાના ઈરાદાથી નદીની વચ્ચે પહોંચ્યું ત્યારે પાણી મળી ગયું અને ફિરઓન તેના લશકર સાથે ડુબી ગયો.

હઝરત ઇસા [અલૈ.] ખુદાપાકના હુકમથી મુડદાંને જીવતાં કરતા હતા, જન્મના આંધળાને દેખતો કરતા હતા, કોઢવાળાઓને સારા કરી દેતા હતા, માટીની ચકલીઓ બનાવી સજીવન કરી ઉડાવી દેતા હતા.

અમારા હઝરત રસૂલુલ્લાહ [સલ.] નો મોટો મોઅજેઝોહ કુર્આન મજીદ છે. કે લગભગ સાડી તેરસો વર્ષની મુદ્દત થઈ ગઈ પરંતુ આજ સુધી અરબી ભાષાના મોટા મોટા વિદ્વાનો પોતાની બેહદ કોશિષ કરવા છતાં પણ કુર્આન મજીદની નાનામાં નાની સુરતની મિસાલ બનાવી શકયા નહિ. અને ન કિયામત સુધી બનાવી શકશે.

હઝરત [સલ.]નો બીજો મોઅજેઝોહ મેઅરાજ છે.

ત્રીજો મોઅજેઝોહ શકકુલ કમર [ચંદ્રના ટુકડા થવું] છે.

ચોથો મોઅજેઝોહ આ છે કે આપે ઘણી ખરી થનાર વાતોની તેમના થવા આગાઉ ખુદાપાકના બતાવવાથી ખબર આપી, અને તે વાતો તેવીજ રીતે થઈ.

પાંચમો મોઅજેઝોહ આ છે કે હુઝુરની દુઆની બરકતથી એક બે માણસનું ખાણું સેંકડો માણસોએ પેટભરીને ખાઇ લીધું.

એ સિવાયના હુઝુર સરવરે આલમ [સલ.]ના સેંકડો મોઅજેઝહ છે. જેમનું બયાન તાલીમુલ ઈસ્લામના આગલા ભાગોમાં આવશે. ઈન્શા અલ્લાહ તઆલા.

**સવાલ**—મેઅરાજ કોને કહે છે?

***જવાબ***—ખુદાપાકના હુકમથી હઝરત [સલ.] રાત્રે જાગવાની હાલતમાં બુરાકપર સ્વાર થઇ મકકા શ૦ થી બયતુલ મુકદ્દસ સુધી અને ત્યાંથી સાતેઉ આસમાનો ઉપર અને ફરી જ્યાં સુધી ખુદાને મંજુર હતું ત્યાં સુધી તશરીફ લઈ ગયા, એજ રાત્રે જન્નત અને દોઝખ જોઈ અને ફરી પોતાના મુકામ ઉપર પાછા આવતા રહયા એનેજ મેઅરાજ કહે છે.

**સવાલ**—શકકુલ કમરની શું મતલબ છે?

**જવાબ**—શકકુલ કમરથી આ મુરાદ છે કે એક રાત્રે મકકાના કાફિરોએ હઝરત [સલ.]ને કહ્યું કે અમને કોઈ મોઅજેઝો દેખાડો. ત્યારે હઝરતે [સલ.] ચંદ્રના બે ટુકડા કરી દીધા અને બધા લોકોએ તે બન્ને ટુકડા જોઈ લીધા ફરી બન્ને ટુકડા મળી ગયા અને ચંદ્ર જેવો હતો તેવોજ થઈ ગયો.

**સવાલ**—કરામત કોને કહે છે?

**જવાબ**—ખુદાપાક પોતાના નેક બંદાઓની ઈઝઝત વધારવા માટે કદી કદાચ તેમના હસ્તે એવી વાતો જાહેર કરે છે જે આદતથી વિરૂધ્ધ અને અશકય હોય છે કે જેને બીજા લોકો કરી શકતા નથી. આવી વાતોને કરામત કહે છે. નેક બંદાઓ અને અવલિયા અલ્લાહથી કરમતોનું જાહેર થવું હક છે.

**સવાલ**—મોઅજેઝહ અને કરામતમાં શું ફેર છે?

**જવાબ**—જે માણસ પયગમ્બરી અને નુબુવ્વતનો દાવો કરતો હોય અને તેના હાથે કોઈ વાત આદતથી ઉલટી અને અશકય જાહેર થાય તો તેને મોઅજેઝોહ કહે છે. અને જે માણસ પયગમ્બરીનો દાવો કરતો ન હોય પરંતુ મુત્તકી, પરહેઝગાર હોય તેનાં બધાં કામ શરીઅત મુજબ હોય અને તેના હાથે કોઇ એવી વાત જાહેર થાય તો તેને કરામત કહે છે. અને જો શરીઅત વિરૂધ્ધ ચાલનાર અને બેદીન લોકોથી કોઈ એવી વાતો જાહેર થાય તો તેને ઈસ્તેદરાજ કહે છે.

**સવાલ**—શું અવલિયા અલ્લાહથી કરામતોનું જાહેર થવું ઝરૂરી છે?

**જવાબ**—નહી; એ કાંઈ ઝરૂરી નથી કે વલીથી કોઇ કરામત જાહેર થવીજ જોઈએ. એમ પણ થઈ શકે છે કે કોઇ માણસ ખુદાનો દોસ્ત અને વલી હોય અને આખી ઉમરમાં તેનાથી કોઈ પણ કરામત જાહેર ન થઈ હોય.

**સવાલ**—કેટલાક શરીઅત વિરૂધ્ધ ફકીરોથી એવી વાતો જાહેર થાય છે, કે જેને બીજા લોકો કરી શકતા નથી તેમને કેવા સમજવા જોઇએ ?

**જવાબ**—એવા લોકોથી જે શરીઅત વિરૂધ્ધ કામ કરે છે જો એવી વાત જાહેર થાય તો તેને જાદુ અથવા ઇસ્તેદરાજ સમજો તે કદી કરામત થઇ શકતી નથી એવા લોકોને વલી સમજવા અને તેમની આદત વિરૂધ્ધ વાતોને કરામત સમજવી શયતાનનો ધોકો છે.



# તાલીમુલ ઈસ્લામ ભાગ ત્રીજાનો બીજો વિભાગ

એટલે

# તાલીમુલ અરકાન અથવા ઈસ્લામી આ'માલ

## વુઝુના બાકી મઅસલા.

**સવાલ**—એ વઝુ નમાઝ પઢવું કેવું છે ?

**જવાબ**—બહુજ ગુનાની વાત છે બલકે થોડાક આલિમોએ એવા માણુસને જે વુઝુ વગર નમાઝમાં ઉભો થઇ જાય કાફિર કહી દીધો છે.

**સવાલ**—નમાઝ માટે વુઝુ શરત હોવાની શું દલીલ છે ?

**જવાબ**—કુર્આન મજીદની આ આયત-**"યા અય્યોહલ્લઝીના આમનૂ ઇઝા કુમ્તુમ એલસ્સલાતે ફગસેલુ વોજુહકુમ વ અયદિયકુમ એલલ મરાફેકે વમસહુ બે રોઉસેકુમ વ અરજોલકુમ એલલ કઅબૈન"** (સુરહ માએદહ રૂકુ—૨) અર્થાત ઓ ઇમાનવાળાઓ જ્યારે તમે નમાઝ પઢવા માટે ઉઠો તો (પ્રથમ) પોતાનું મહો અને બન્ને હાથ કોણીઓ સુધી ધોઈ લો અને પોતાના માથા ઉપર મસોહ કરીલો અને ઘુંટી સુધી બન્ને પગો ધોઇલો. અને રસૂલુલ્લાહે (સલ૦) ફરમાવ્યું છે **મિફતાહુસ્સલાતે અત્તહુર** (તિરમિઝી) અર્થાત નમાઝની કુંચી (એટલે શરત) તહારત (પાકી) છે.

## વુઝુના ફરઝોના બાકી મસઅલા.

**સવાલ**—ધોવાની હદ શું છે છે જેને ધોવું કહી શકાય ?

**જવાબ**—એટલું પાણી નાંખવું કે અવયવ ઉપરથી વહીને એક બે ટીપાં નીચે પડે એ ધોવાનો અદના દરજો છે જો ટીપાં નીચે ન પડે તો તેને ધોવું કહેતા નથી જેમકે કોઇએ હાથ

ભીંજવીને મ્હોં પર ફેરવી લીધો અથવા એટલું થોડું પાણી મ્હોં ઉપર નાખ્યું કે તે વહીને મ્હોં ઉપરજ રહ્યું અને નીચે ટપક્યું નહિ તો તેણે મોઢું ધોયું એમ કહેવાશે નહિ અને તેનું વુઝુ સહી થશે નહિ.

**સવાલ**—જે અવયવોનું વુઝુમાં ધોવું ફરઝ છે. તેમને કેટલી વખત ધોવાથી ફરજ અદા થશે ?

**જવાબ**—એક વખત ધોવું ફરઝ છે અને એથી વધુ ત્રણ વાર ધોવું સુન્નત છે. અને ત્રણથી વધારે વાર ધોવું ના દુરૂસ્ત અને મકરૂહ છે.

**સવાલ**—કયાંથી કયાં સુધી મ્હોં ધોવું ફરઝ છે ?

**જવાબ**—પેશાનીના વાળોની જગ્યાથી થોડીની નીચે સુધી અને એક કાનની લોળથી બીજા કાનની લોળ સુધી ધોવું ફરઝ છે.

**સવાલ**—જે અવયવોનું ધોવું ધરઝ છે, તેમાંથી જો સહેજ જગ્યા સુકી રહી જાય તો વુઝુ દુરૂસ્ત થશે કે નહિ ?

**જવાબ**—જો એક વાળ બરાબર પણ કોઈ જગ્યા સુકી રહી જાય તો વુઝુ થશે નહિ.

**સવાલ**—જો કોઈ માણસના-હાથમાં છ આંગળીઓ હોયતો છઠ્ઠી આંગળીનું ધોવું ફરઝ છે કે નહિ.

**જવાબ**—હા; ફરઝ છે અને એવીજ રીતે જે વસ્તુ વધારે પેદા થઈ જાય અને એવી જગ્યાએ હોય કે જેનું ધોવું ફરઝ છે, તો તે વધીકી વસ્તુનું ધોવું ફરઝ થઈ જાય છે.

**સવાલ**—મસોહ કરવાનો શું મતલબ છે?

**જવાબ**—હાથને પાણીથી ભીંજવી કોઈ અવયવ ઉપર ફેરવવાને મસોહ કહે છે.

**સવાલ**—માથા ઉપર મસોહ કરવા માટે નવું પાણી લેવું જરૂરી છે અથવા હાથો ઉપર બાકી રહેલી તરી બસ છે ?

**જવાબ**—નવું પાણી લેવું બહેતર છે. પણ જો હાથ ધોવા બાદ બાકી રહેલી તરીથી મસોહ કરી લે તો પણ બસ છે. પરંતુ

જ્યારે હાથથી એક વાર મસોહ કરી લીધો તો ફરી બીજી જગ્યાએ તેનાથી મસોહ કરવો દુરસ્ત નથી. એવીજ રીતે જો હાથ ઉપર તરી ન હોય અથવા કોઈ બીજા ધોએલા કે મસોહ કરેલા અવયવથી તેને ભીંજવી લીધો હોય તો તેથી પણ મસોહ જાએઝ નથી.

**સવાલ**—જો ઉઘાડા માથા ઉપર વરસાદના છાંટા પડયા અને સુકો હાથ માથા ઉપર ફેરવી લીધો જેથી વરસાદનું પાણી માથા ઉપર ફેલાઈ ગયું તો મસોહ અદા થયો કે નહિ?

**જવાબ**—અદા થઈ ગયો.

**સવાલ**—વુઝુમાં આંખોની અંદરનો ભાગ ધોવો ફરઝ છે કે નહિ?

**જવાબ**—આંખ, નાક, અને મ્હોંના અંદરનો ભાગ ધોવો ફરઝ નથી.

**સવાલ**—વુઝુ કર્યા પછી માથું મુડાવ્યું અથવા નખ કતરાવ્યા તો માથા ઉપર બીજી વખત મસોહ કરવો અને નખોને ધોવું જરૂરી છે કે નહિ?

**જવાબ**—નહિ.

**સવાલ**—જો કોઈ માણસનો હાથ કોણીની નીચેથી કપાયલો હોય તો તે હાથને ધોવું જરૂરી છે કે નહિ?

**જવાબ**—હા; જ્યાં સુધી કોણી અથવા એથી નીચેનો કંઈ પણ ભાગ બાકી હોય તો બાકીના ભાગને અને કોણીને ધોવું ફરઝ છે.

## વુઝુની સુન્નતોના બાકી મસઅલા

**સવાલ**—વુઝુમાં નિય્યત નહિ કરે તો શું હુકમ છે?

**જવાબ**—જો વુઝુની નિય્યત કરી નહિ જેમકે નદીમાં પડી ગયો અથવા વરસાદમાં ઉભો રહયો અને વુઝુના બધા અવયવો

ઉપર પાણી વહી ગયુ તો વુઝુ થઈ જશે એટલે એ વુઝુથી નમાઝ પઢવી દુરૂસ્ત છે પરંતુ વુઝુનો સવાબ મળશે નહિ.

**સવાલ**—વુઝુની નિય્યત કેવી રીતે કરવી જોઇએ ?

**જવાબ**—નિય્યતનો અર્થ ઈરાદો કરવાનો છે. જ્યારે વુઝુ કરવા લાગે ત્યારે આ ઇરાદો કરે કે નાપાકી દુર કરવા અને પાકી હાસેલ થવા અને નમાઝ જાએઝ થવા માટે વુઝુ કરૂં છું બસ એ ઈરાદો અને ખ્યાલ કરવોજ વુઝુની નિય્યત છે.

**સવાલ**—નિય્યતનું મોઢાથી કહેવું જરૂરી છે કે નહિ ?

**જવાબ**—મોઢાથી કહેવું ઝરૂરી નથી હા; કહીલે તો પણ કંઈ વાંધો નથી.

**સવાલ**—વુઝુ હોવા છતાં બીજીવાર વુઝુ કરે તો શું નિય્યત કરવી જોઇએ.

**જવાબ**—માત્ર આટલી નિય્યત કરે કે વુઝુ કરવાની ફઝીલત અને સવાબ મેળવવા માટે વુઝુ ઉપર વુઝુ કરૂં છું.

**સવાલ**—વુઝુમાં બિસ્મિલ્લાહ પુરી પઢવી જોઈએ કે નહિ ?

**જવાબ**—બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ પઢવું અથવા બિસ્મિલ્લાહિલ અલીયિલ અઝીમ વલહમ્દો લિલ્લાહે અલા દીનિલ ઈસ્લામ અથવા બિસ્મિલ્લાહ વલહમ્દો લિલ્લાહ એ ત્રણ રીતે પઢવું દુરૂસ્ત છે.

**સવાલ**—મિસ્વાક (દાતણ) કરવું કેવુ છે, અને તેની રીત શું છે ?

**જવાબ**—મિસ્વાક કરવું સુન્નતે મોઅક્કદહ છે. એનો બહુ મોટો સવાબ છે. અને એમાં ઘણા ફાયદા છે. મિસ્વાક કોઈ કડવા ઝાડના મુળનું અથવા ડાળીનું હોવું જોઇએ જેમકે પીલવાનું મુળ અથવા લીમડાની ડાળી. મિસ્વાક એક વેંતથી લાંબું ન રાખવું જોઈએ, ધોઇને દાતણ કરે અને ધોઈને મુકે પ્રથમ જમણી તરફના દાંતોમાં ફરી ડાબી તરફના દાંતોમાં કરવું જોઇએ ત્રણ વખત દાતણ કરવું અને દરેક વખત નવું પાણી લેવું જોઇએ.

**સવાલ**—ગરગરો કરવો કેવો છે ?

**જવાબ**—વુઝુ અને ગુસલ બન્નેમાં ગરગરો કરવો સુન્ત છે, પણ રોઝાની હાલતમાં ન કરવો જોઇએ જમણા હાથે કોગળો કરવો જોઇએ.

**સવાલ**—નાકમાં પાણી નાખવાની શું રીત છે ?

**જવાબ**—જમણા હાથમાં પાણી લઈ નાકથી લગાડે અને શ્વાસથી પાણી નાકમાં ખેંચે પણ એટલું ખેંચે નહિ કે મગજ પર ચઢી જાય. રોઝદારને જોઇએ કે તે માત્ર પાણી હાથથી નાકમાં ચઢાવે શ્વાસથી ચઢાવે નહિ. કોગળો કરવો અને નાકમાં પાણી નાખવું બંને સુન્નતે મોઅકકદહ છે.

**સવાલ**—દાઢીના કયા ભાગનો ખિલાલ સુન્નત છે ?

**જવાબ**—દાઢીની નીચે અને અંદરના વાળોનો ખિલાલ કરવો સુન્નત છે અને જે વાળ ચેહરા તરફ ચેહરાની ચામડીથી મળેલા છે, તે સર્વનું ધોવું ફરઝ છે.

**સવાલ**—આંગળીઓનો ખિલાલ કેવી રીતે કરવો જોઇએ ?

**જવાબ**—હાથોની આગળીઓનો ખિલાલ એ પ્રમાણે કરેકે એક હાથના આંગળા બીજા હાથના આંગળામાં નાખી હલાવે અને પગની આંગળીઓનો ખિલાલ ડાબા હાથની ટચલી (નાની) આંગળીથી કરે જમણા પગની નાની આંગળીથી શરૂ કરી ડાબા પગની નાની આંગળી ઉપર પુરો કરે.

**સવાલ**—પુરા માથાનો મસેહ કેવી રીતે કરવો જોઇએ ?

**જવાબ**—બંને હાથ પાણીથી ભીંજવી માથાની બંને બાજુએ પેશાનીના વાળોની જગ્યા ઉપર મુકો અને હથેળીઓને આંગળા સહીત ગરદન સુધી લઈ જાવ અને ફરી પાછા ફેરવી લાવો આ વાતનો ખ્યાલ રહે કે બધા માથા ઉપર હાથ ફરી જાય.

**સવાલ**—કાનોના મસહ માટે નવું પાણી લેવું જોઇએ કે નહિ ?

**જવાબ**—નહિ; માથાના મસહ માટે જે પાણી લીધું હતું તેજ બસ છે, કાનની અંદરનો મસેહ શહાદતની આંગળીથી કરવો જોઇએ. અને કાનની બહારનો મસેહ અંગુઠાથી કરવો જોઇએ.

## વુઝુના મુસ્તહબ્બોના બાકી મસઅલા.

**સવાલ**—જમણી તરફથી શરૂ કરવું સુન્નત છે કે મુસ્તહબ ?

**જવાબ**—કેટલાક આલિમોએ સુન્નત કહ્યું છે અને કેટલાકોએ મુસ્તહબ બતાવ્યુ છે.

**સવાલ**—ગરદન ઉપર મસોહ કરવાની શું રીત છે ?

**જવાબ**—ગરદન ઉપર બંને હાથોનાં આંગળાંની પુઠ તરફથી મસોહ કરવો જોઇએ. ગળા ઉપર મસોહ કરવો બિદઅત છે.

**સવાલ**—વુઝુમાં બીજા કયા કયા અદબો છે ?

**જવાબ**—વુઝુના અદબો ઘણા છે. જેમકે (૧) ટચલી આગળીનું ટેરવું પલાળી કાનોના સુરાખમાં નાખવું (૨) નમાઝના વખત પહેલાં વુઝુ કરી લેવું (૩) અવયવોને ધોતી વખતે હાથથી મસળવા (૪) વીંટી અથવા છલ્લાને હુલાવવું (૫) દુન્યાની વાતો ન કરવી (૬) મોઢા ઉપર પાણી ન મારવું (૭) વધારે પાણી ન ફેંકવું (૮) દરેક અવયવને ધોતી વખતે બિસ્મિલ્લાહ પઢવી (૯) વુઝુ પછી દરૂદ શરીફ પઢવું (૧૦) વુઝુ પછી કલેમા શહાદત અને આ દુઆ પઢવી **અલ્લા હુમ્મજ અલની મિનત્તવ્વાબીન વજઅલની મિનલ મુતતહહેરીન (૧૨)** વુઝુથી વધેલું પાણી ઉભા થઈ પીવું (૧૨) વુઝુ પછી બે રકાત નમાઝ તહીયતુલ વુઝુ પઢવી વિગેરે.

## વુઝુને તોડનાર ચીજોના બાકી મસઅલા.

**સવાલ**—નાપાક ચીઝ બદનથી નીકળી કેટલી વહેતો વુઝુ તુટે છે ?

**જવાબ**—કોઈ નાપાક વસ્તુ શરીરમાંથી નીકળી એવી જગ્યા તરફ સહેજ પણ વહે કે જેનું વુઝુ અથવા ગુસલમાં ધોવું ફર્ઝ હોય તો વુઝુ તુટી જાય છે.

**સવાલ**—આંખમાં લોહી નીકળી આંખની અંદરજ રહ્યું બહાર નીકળ્યું નહિ તો વુઝુ તુટી ગયું કે નહિ ?

**જવાબ**—નહિ; કારણ કે આંખના અંદરનો ભાગ વુઝુ કે ગુસલમાં ધોવો ફર્ઝ નથી.

**સવાલ**--જખમ ઉપર લોહી દેખાયું તો તેને આંગળી કે કપડાથી લુછી લીધું. ત્યારે જો અનેક વખત એવું કર્યું તો વુઝુ તુટશે કે નહિ?

**જવાબ**—તેને જુવો કે જો લોહી લુછવામાં ન આવત તો વહી જાત તેટલું હતું કે નહિ. જો એટલું હતું કે વહી જતે તો વુઝુ તુટી ગયુ અને જો એટલું ન હતું તો વુઝુ તુટયું નથી.

**સવાલ**—ઉલ્ટીમાં કઇ ચીજ નીકળવાથી વુઝુ તુટી જશે?

**જવાબ**—ઉલટીમાં પિત કે લોહી, ખાવું અથવા પાણી નીકળે અને મોઢુ ભરાઇને હોય તો વુઝુ તુટી જશે. પણ જો માત્ર બલગમ નીકળેતો એથી વુઝુ તુટશે નહિ.

**સવાલ**—જો થોડી થોડી ઉલટી કેટલીક વખત થઈ તો શું હુકમ છે?

**જવાબ**—જો એક મતલી (જીવ ગભરાવા) થી કેટલીક વખત ઉલટી થઇ અને તે બધી મળી મ્હોં ભરાઈ જાય તેટલી છે તો વુઝુ તુટી જશે, હા: જો એક મતલીથી થોડીક ઉલટી થઈ ફરી જીવ ગભરાતો મટી ગયો પછી બીજી વખત જીવ ગભરાઇ થોડીક ઉલટી થઇ તો આ બન્ને વખતની ઉલટીને ભેગી કરવામાં આવશે નહીં, અને વુઝુ તુટશે નહીં.

**સવાલ**—શરીરના કોઈ ભાગ ઉપર ગુમડું છે તેના લોહી કે પરૂના ડાઘા કપડામાં લાગી જાય છે તો કપડું પાક છે કે નાપાક?

**જવાબ**—જો લોહી કે પરૂ નીકળી વહે તેટલું નથી માત્ર કપડું લાગવાથી ડાઘ પડી જાય છે, તો તે કપડું પાક છે પરંતુ તેને ધોઈ નાખવું બહેતર છે.

**સવાલ**—ઉલ્ટી મ્હો ભરીને ન હોય તો તે નાપાક છે કે નહીં?

**જવાબ**—નહી.

**સવાલ**—જળોએ શરીરમાં ચોંટી લોહી પીધું અને ભરાઈ ગઈ અથવા મચ્છર કે ચાંચડ કરડયો તો એથી વુઝુ તુટશે કે નહીં?

**જવાબ**—જળોના હઠાવવા બાદ તેના કરડેલા જખમથી લોહી વહે નહિ તો પણ તેના લોહી પીવાથી વુઝુ તુટી જશે કારણ કે જો તે લોહી શરીરથી નીકળી તેના પેટમાં જાત નહીં તો ખચીત વહી જાત. અને મચ્છર, ચાંચડના કરડવાથી વુઝુ તુટતુ નથી. કારણ કે એ ઘણું થોડું લોહી પીએ છે, કે તે વહે તેટલુ હોતું નથી.

**સવાલ**—કંઇ ઉંઘમાથી વુઝુ તુટતુ નથી?

**જવાબ**—ઉભા ઉભા ઉંઘી જવાથી, ટેકો લગાડયા વિના બેસીને ઉંઘી જવાથી અથવા નમાઝની કોઇ પણ હાલતમાં ઉંઘી જવાથી વુઝુ તુટતુ નથી. જેમકે સિજ્દામાં સુઈ ગયો અથવા કાયદામાં ઉંઘી ગયો તો વુઝુ તુટશે નહીં.

**સવાલ**—શું એવો પણ કોઈ માણસ છે, કે ઉંઘી જવાથી તેનું વુઝુ તુટે નહીં?

**જવાબ**—હા, પેગમ્બરો (અલે) નું વુઝુ ઉંઘથી તુટતું નથી. તેઓની આ ખાસ ફઝીલત હતી.

**સવાલ**—શું નમાઝમાં જોરથી હસવાથી વુઝુ તુટી જાય છે અને જોરથી હસવાનો શું મતલબ છે.

**જવાબ**—જોરથી હસવાનો મતલબ આ છે કે એટલા જોરથી દાંત કાઢે કે તેનો અવાજ પાસેના લોકો સાંભળી શકે. નમાઝમાં જોરથી હસવાથી વુઝુ તુટી જવા માટે આ શરતો છે.

(૧) દાંત કાઢનાર બાલિગ મરદ કે ઓરત હોય. કારણ કે ના બાલિગના જોરથી હસવાથી વુઝુ તુટતું નથી.

(૨) જાગતામાં દાંત કાઢે. તો જો નમાઝમાં ઉંઘી ગયો અને ઉંઘમાં જોરથી દાંત કાઢયા તો વુઝુ તુટશે નહિ.

(૩) જે નમાઝમાં દાંત કાઢયા છે તે નમાઝ રૂકુ, સિજદા વાળી હોય. તો જનાઝહની નમાઝમાં જોરથી દાંત કાઢે તો વુઝુ તુટતું નથી.

**સવાલ**—શું બીજા કોઇ માણસના સતર ઉપર નજર પડે તો વુઝુ તુટી જાય છે?

**જવાબ**—પોતાના અથવા બીજાના સતર ઉપર અચાનક નજર પડે અથવા જાણી જોઇને જુવે તો પણ વુઝુ તુટતું નથી

## ગુસલના બાકી મસઅલા

**સવાલ**—ગુસલ કેટલી તરેહના છે?

**જવાબ**—ત્રણ તરેહનાં છે. (૧) ફર્ઝ. (૨) સુન્નત. (૩) મુસ્તહબ.

**સવાલ**—ફર્ઝ ગુસલ કેટલા છે?

**જવાબ**—૭ (ગુસલ ફર્ઝ)છે. અને તેમનું બયાન તા'લીમુલ ઇસ્લામના આગલા કોઈ ભાગમાં આવશે.

**સવાલ**—સુન્નત ગુસલો કેટલા છે અને કયા કયા છે?

**જવાબ**—ચાર છે. અને તે ચાર આ છે. (૧) જુમ્માની નમાઝ માટે ગુસલ કરવુ.. (૨) બન્ને ઈદોની નમાઝ માટે ગુસલ કરવુ. (૩) હજ્જનો એહરામ બાંધવા પહેલાં ગુસલ કરવું. (૪) અરફાતમાં વોકુફ કરવા માટે ગુસલ કરવુ.*

**સવાલ**—મુસ્તહબ ગુસલો કેટલા અને કયા કયા છે?

**જવાબ**—મુસ્તહબ ગુસલો ઘણા છે. તેમાંથી થોડાક આ છે (૧) શા'બાન મહીનાની પંદરમી રાત્રે જેને શબે બરાત કહે છે ગુસલ કરવું. (૨) અરફહની રાત્રે એટલે બકરી ઈદની આઠમી તારીખની સાંજ પછી આવનાર રાત્રે ગુસલ કરવું. (૩) સુર્યગ્રહણ અથવા ચંદ્રગ્રહણની નમાઝ માટે ગુસલ કરવું. (૪) ઈસ્તિસ્કા (વરસાદ માંગવાની) નમાઝ માટે ગુસલ કરવું. (૫) મકકા શ૦ અથવા મદીના શ૦ માં દાખલ થવા માટે ગુસલ કરવું. (૬) મૈયતને ગુસલ આપ્યા પછી ગુસલ આપનારે પોતે ગુસલ કરવું.(૭) કાફિરને મુસલમાન થયા પછી ગુસલ કરવુ.

---

* ઇહરામ, અરફાત, વોકુફ અને અરફહ એ શબ્દોના અર્થ તમે હજના બયાનમાં જાણશો.

**સવાલ**—જો ગુસલ કરવાની જરૂર હોય અને નદીમાં ડુબકી મારે અથવા વરસાદમાં ઉભો રહે, અને આખા શરીર ઉપર પાણી વહી જાયતો ગુસલ અદા થશે કે નહિ?

**જવાબ**—હા, જો કોગળો કર્યો અને નાકમાં પાણી નાખ્યું હોય તો ગુસલ અદા થઇ જશે.

**સવાલ**—ગુસલની હાલતમાં કિબ્લહ તરફ મ્હોં કરવું જાએઝ છે કે નહિ?

**જવાબ**—ગુસલ કરતી વેળા જો શરીર નગ્ન હોય તો કિબ્લહ તરફ મ્હોં કરવું દુરૂસ્ત નથી. અને સતર છુપાવેલું હોય તો કંઇ વાંધો નથી.

**સવાલ**—સતર ખોલી ગુસલ કરવું કેવું છે?

**જવાબ**—ગુસલખાનામાં અથવા કોઇ એવી જગ્યાએ જ્યાં બીજા માણસની નજર એના સતર ઉપર પડે નહિ ત્યાં નાગા થઈ ગુસલ કરવું દુરૂસ્ત છે.

**સવાલ**—ગુસલમાં કેટલા મકરૂહ છે?

**જવાબ**—(૧) પાણી વધારે રેડવું. (૨) સતર ખુલ્લું હોવાની હાલતમાં વાત કરવી અથવા કિબ્લહ તરફ મ્હોં કરવું. (૩) સુન્નત વિરૂધ્ધ ગુસલ કરવું.

**સવાલ**—ગુસલથી પહેલાં વુઝુ ન કર્યું તો ગુસલ કર્યા પછી નમાઝ માટે વુઝુ કરવું જરૂરી છે કે નહિ?

**જવાબ**—ગુસલની અંદર વુઝુ પણ થઈ ગયું. ફરી વુઝુ કરવાની જરૂર નથી.

## મોજા ઉપર મસહ કરવાના બાકી મસઅલા

**સવાલ**—મસહની મુદ્દતનો હિસાબ કયારથી થશે?

**જવાબ**—જ્યારથી વુઝુ તુટયું છે ત્યારથી એક રાત દિવસ અથવા ત્રણ રાત દિવસ સુધી મસહ દુરૂસ્ત છે. જેમકે જુમ્માની સવારે વુઝુ કરી મોજા પહેર્યા. અને તેનું આવુઝુ ઝોહરનો વખત પુરો થતાં તુટયું તો આ માણસ જો મુકીમ હોય તો શનીવારે

ઝોહરના વખત સુધી મસહ કરી શકે છે. અને મુસાફિર હોય તો પીરના દિવસે ઝોહર સુધી મસહ કરી શકે છે.

**સવાલ**—કઇ કઈ ચીજોથી મસહ ટુટી જાય છે ?

**જવાબ**—જે ચીજોથી વુઝુ ટુટે છે તેથી મસહ પણ ટુટી જાય છે. એ સિવાય મસહની મુદત પુરી થવાથી અને મોજા ઉતારવાથી અને ત્રણ આંગળાં બરાબર મોજા ફાટી જવાથી પણ મસહ ટુટી જાય છે.

**સવાલ**—જો વુઝુ હોવાની હાલતમાં મોજો ઉતાર્યો અથવા વુઝુ હોવાની હાલતમાં મસહની મુદ્દત પુરી થઈ ગઈ તો શું હુકમ છે?

**જવાબ**—આ બન્ને હાલતોમાં માત્ર પગ ધોઈ મોજા પહેરી લેવા બસ છે અને પુરૂં વુઝુ કરવું મુસ્તહબ છે.

**સવાલ**—મુસાફિરે મોજા ઉપર મસહ કરવા શરૂ કર્યો અને રાત દિવસ પછી ઘેર આવી ગયો તો શું કરે ?

**જવાબ**—મોજા ઉતારી નાખે અને ફરીથી મસહ કરવો શરૂ કરે.

**સવાલ**—મુકીમે મસહ શરૂ કર્યો પછી સફરમાં ગયો તો શું કરે ?

**જવા**—જો એક રાત દીવસ પુરો થવા પહેલાં સફરમાં ગયો તો ત્રણ રાતદીવસ સુધી મોજા પહેરી રાખે અને મસહ કર્યા કરે. અને જો એક રાતદીવસ પુરો થવા બાદ ગયો તો મોજા ઉતારી ફરીથી મસહ શરૂ કરે.

**સવાલ**—જો મોજો કેટલીક જગ્યાએ થોડો થોડો ફાટેલો હોય તો શું હુકમ છે ?

**જવાબ**—એક મોજો કેટલીક જગ્યાએથી થોડો થોડો ફાટેલો હોય તો બધી જગ્યાઓ મળી જો ત્રણ આંગળા બરાબર થાયતો મસહ નાજાએજ છે અને ઓછો ફાટેલો હોય તો જાએઝ છે, અને બનને મોજા ફાટેલા હોય તો જો બન્ને મળી ત્રણ આંગળા બરાબર ફાટેલા હોય પણ દરેકની ફાટેલી જગ્યા (જુદી જુદી) ત્રણ આંગળાથી ઓછી હોય તો મસહ જાએઝ છે.

## નજાસતે હકીકીયહ અને તેની પાકીના બાકી મસઅલા

**સવાલ**—ચામડાની વસ્તુઓ જેમકે મોજા, જોડા, બિસ્તરાનો પટો વિગેરે એવી વસ્તુઓમાં દળદાર નજાસત લાગી જાય તો કેવી રીતે પાક થાય છે ?

**જવાબ**—જમીન અથવા બીજી કોઈ ચીજ ઉપર એ પ્રમાણે ઘસે કે નજાસતનું દળ અને તેની અસર જતી રહે તો પાક થઈ જાય છે.

**સવાલ**—જો એવીજ વસ્તુઓમાં પેશાબ, શરાબ અથવા એવી પાતળી બીજી કોઈ નજાસત લાગી જાય તો કેવી રીતે પાક કરવામાં આવે ?

**જવાબ**—પાણી અથવા બીજી કોઈ વહેતી એવી પાક ચીજ જે નજાસતની અસરને દુર કરી શકે તેનાથી ધુવે તો પાક થઈ જશે. એટલે દળદાર નજાસત સિવાય બીજી નજાસતો લાગી જાય તો ચામડાની ચીજો ઘસવાથી પાક થશે નહિ બલકે તેને ધોવું જરૂરી છે.

**સવાલ**—ચપ્પુ, છરી, તલવાર અને લોખંડ અથવા ચાંદી કે તાંબા, એલ્યુમન વિગેરેની ચીજો નાપાક થઈ જાય તો ધોયા વિના પાક થશે કે નહિ ?

**જવાબ**—લોખંડની ચીજો જ્યારે સાફ હોય કાટ ન હોય અને ચાંદી, સોનું, તાંબા, એલ્યુમન, પિત્તળ વિગેરે ધાતુઓની વસ્તુઓ અને સીસાની ચીજો તથા હાથીદાંત અથવા હાડકાંની વસ્તુઓ અને ચીનીના વાસણો એ બધી ચીજો જ્યારે સાફ અને નકશી વાળી ન હોય તો એવી રીતે ઘસે કે નજાસતની અસર જતી રહે તો પાક થઈ જાય છે,

**સવાલ**—નકશી ન હોવાનો શું મતલબ છે ?

**જવાબ**—એટલે તેમની અંદર એવી નકશી નહોય જેથી તે ઉંચું નીચું થઈ જાય છે. કારણ કે એવી નકશીમાં ઘસવાથી પણ નજાસત બાકી રહી જવાનો સંભવ છે. હા, માત્ર રંગની નકશી હોય તો એ ચીજો ઘસવાથી પાક થઈ જશે.

**સવાલ**—જમીન ઉપર નજાસત જેમકે પેશાબ અથવા શરાબ વિગેરે પડી જાય તો કેવી રીતે પાક થશે ?

**જવાબ**—જમીન જ્યારે સુકાઈ જાય અને નજાસતની અસર (રંગ, વાશ, મજા) જતી રહે તો પાક થઇ જાય છે,

**સવાલ**—ઘર અથવા મસજીદ વિગેરેમાં પાકી ઈંટો કે પત્થરના સહેન અથવા દિવાલ ઉપર નજાસત લાગી જાય તો કેવી રીતે પાક કરવામાં આવે ?

**જવાબ**—ઈંટ અને પત્થર જો ઇમારતમાં લાગેલા હોય તો સુકાઈ જવાથી અને નજાસતની અસર દુર થઈ જવાથી પાક થઈ જાય છે.

**સવાલ**—જે વસ્તુઓને ધોયા પછી નીચોવી શકતા નહોય જેમકે તાંબાનાં વાસણ અથવા બિછાવવાના મોટા મોટા ગદેલા, તો તેમને પાક કરવા કેવી રીતે ધોવામાં આવે ?

**જવાબ**—એવી ચીજો જેમનું નીચોવવું અશકય અથવા મુશકેલ છે, તેમને ધોવાની આ રીત છે કે એક વખત ધોઈને પડતું મુકો. જ્યારે પાણીનાં ટીપાં પડતાં બંધ થઈ જાય ત્યારે બીજી વખત ધોઇને રહેવા દો. જ્યારે ટીપાં પડતાં બંધ થાઈ ત્યારે ત્રીજી વખત ધોઈ નાંખો પાક થઈ જશે. પરંતુ ધોવામાં બનીશકે તેટલું મસળવું જરૂરી છે. જેથી નજાસત કાઢવામાં પોતાની તાકાત મુજબ કોશિષ થઈ જાય.

**સવાલ**—માટીનાં વાસણ નાપાક થઈ જાય તો પાક થઈ શકે છે કે નહિ ?

**જવાબ**—માટીનાં વાસણો પણ ધોવાથી પાક થઈ જાય છે. અને તેમને પાક કરવાની તેજ રીત છે જે આગલા સવાલ જવાબમાં લખાઈ છે.

**સવાલ** નાપાક ચીજ જેવું કે છાણ બળીને રાખોડી થઈ જાયતો તે રાખોડી પાક છે કે નાપાક ?

**જવાબ**—નાપાક વસ્તુ જ્યારે બળી જઈ રાખોડી થઈ જાય તો તે રાખોડી પાક છે.

**સવાલ**—ઘીમાં ઉંદર પડી મરી ગયો તેનો શું હુકમ છે?

**જવાબ**—જો ઘી જમેલું હોય તો ઉંદર અને તેની આજુ બાજુનું ઘી કાઢી ફેંકી દો. બાકીનું ઘી પાક છે. અને જો પીગળેલું હોયતો બધું ઘી નાપાક છે.

**સવાલ**—નાપાક ઘી અથવા તેલ કેવી રીતે પાક થાય?

**જવાબ**—નાપાક ઘી કે તેલમાં તેના બરાબર પાણી નાખી ઉકાળો ફરી જે ઘી અને તેલ પાણી ઉપર આવી જાય તેને ઉતારી લો. અને ત્રણ વખત એજ પ્રમાણે કરો તો ઘી અથવા તેલ પાક થઈ જશે.

## ઈસ્તિનજાના બાકી મસઅલા

**સવાલ**—ઈસ્તિનજાની કઈ કઇ હાલતો મકરૂહ છે?

**જવાબ**—(૧) કિબ્લહ તરફ મ્હોં કે પીઠ કરી ઈસ્તિનજો કરવો. (૨) એવી જગ્યાએ ઈસ્તિનજો કરવો કે કોઇ માણસની નજર ઈસ્તિનજો કરનારના સતર ઉપર પડતી હોય તો તે મકરૂહ છે.

**સવાલ**—ઝાડો, પેશાબ કરતી વખતે કઈ કઈ વાતો મકરૂહ છે?

**જવાબ**—(૧) કિબ્લહ તરફ મ્હોં અથવા પીઠ કરી ઝાડો, પેશાબ કરવું. (૨) ઉભા ઉભા પેશાબ કરવું. (૩) તળાવ કે નહેર અથવા કુવાની અંદર ઝાડો, પેશાબ કરવું.(૪) અથવા તેમના કિનારા ઉપર ઝાડો, પેશાબ કરવુ. (૫) મસજીદની દિવાલ પાસે (૬)અથવા કબ્રસ્તાનમાં ઝાડો, પેશાબ કરવું, (૭) ઉંદરના દર અથવા બીજા કોઇ સુરાખમાં પેશાબ કરવું (૮) હગતાં મુતરતાં વાતો કરવી. (૯) નીચી બાજુએ બેસી ઉંચી જગ્યાએ પેશાબ કરવું (૧૦)માણુસોને બેસવા કે ચાલવાની જગ્યાએ હગવું મુતરવું. (૧૧) વુઝુ અથવા ગુસલ કરવાની જગ્યાએ ઝાડો, પેશાબ કરવુ. એ બધી વાતો મકરૂહ છે.

## પાણીના બાકી મસઅલા

**સવાલ**—તડકામાં ગરમ થએલા પાણીથી વુઝુ કરવું દુરૂસ્ત છે કે નહિ?

**જવાબ**—દુરૂસ્ત છે. પણ બેહતર નથી

**સવાલ**—વુઝુ કરતી વખતે શરીર પરથી પાણીનાં ટીપાં વાસણમાં પડે તો તે પાણીથી વુઝુ કરવું દુરૂસ્ત છે કે નહિ ?

**જવાબ**—વુઝુ કરતી વેળા જે પાણી શરીર ઉપરથી પડે છે ( જો શરીર ઉપર નજાસતે હકીકીયહ ન હોય તો ) તે મુસ્તા'મલ ( વપરાયલું ) પાણી કહેવાય છે. મુસ્તા'મલ પાણી બીજા પાક પાણીમાં મળી જાય તો તેનો એવો હુકમ છે કે જ્યાં સુધી મુસ્તા'મલ પાણી બીજા પાણીથી ઓછું હોય ત્યાં સુધી તેથી વુઝુ અને ગુસલ જાએઝ છે. અને જો મુસ્તા'મલ પાણી બીજા પાણીથી વધી જાય અથવા બરાબર થઇ જાય તો તેથી વુઝુ કે ગુસલ દુરૂસ્ત નથી.

**સવાલ**—પાણીમાં કોઇ પાક વસ્તુ મળી જાય જેમકે સાબુ અથવા કેસર તો તેથી વુઝુ દુરૂસ્ત છે કે નહિ ?

**જવાબ**—પાણીમાં પાક ચીજ મળી જવાથી તેની એક અથવા બે સિફતો ( ગુણો ) બદલાઇ જાય ત્યાં સુધી વુઝુ જાએઝ રહે છે. હા, જ્યારે ત્રણે સિફતો બદલાઈ જાય અને પાણી જાડું થઈ જાય તો વુઝુ ના દુરૂસ્ત થઈ જાય છે.

**સવાલ**—જો તળાવ અથવા શરીઅત મુજબ હોઝ બે ગજ પહોળો અને પચાસ ગજ લાંબો હોય અથવા ચાર ગજ પહોળો અને પચીશ ગજ લાંબો અથવા પાંચ ગજ પહોળો અને વીશ ગજ લાંબો હોય તો તે વહેતા પાણીના હુકમમાં છે કે નહિ ?

**જવાબ**—હા, તે વહેતા પાણીનો હુકમ રાખે છે.

**સવાલ**—હોઝનું જેટલું મોહાં ખુલ્લું છે તે શરીઅતના અંદાજાથી ઓછું છે પરંતુ તેની નીચેનો ભાગ ઘણો મોટો છે તો તે વહેતા પાણી અને મોટા હોઝના હુકમમાં છે કે નહિ ?

**જવાબ**—હોઝ દશ ગજ લાંબો, દશ ગજ પહોળો છે પણ તેની ચારે બાજુ અથવા એક બે તરફથી તેનું મોઢું ઢાંકી દીધું છે તો જે ચીજથી ઢાંક્યું છે તે પાણીથી ઉંચી અને જુદી રહે

તો તે હોઝ બરાબર છે અને વહેતા પાણીનો હુકમ રાખે છે. પણ જે ચીજથી પાણી ઢાંકયું છે તે જો પાણીથી લાગેલી હોય તો તે હોઝ ઠીક નથી અને થોડા પાણીના હુકમમાં છે.

મતલબ આકે પાણીનો તેટલોજ ભાગ માતબર છે જેટલો ઉપરથી ખુલ્લો હોય એટલે કોઈ ચીજથી લાગેલો ન હોય. ખુલ્લા ભાગનો અંદાજો શરીઅત પ્રમાણે હોવો જોઇએ. અને જો ખુલ્લો ભાગ ઓછો હોય તો નીચેથી ગમે તેટલો મોટો હોય પણ તેનો હિસાબ નથી.

## કુવાના બાકી મસઅલા

**સવાલ**—કુવામાં કબુતર કે ચકલીની હગાર પડી જાય તો તેનો શું હુકમ છે?

**જવાબ**—કબુતર કે ચકલીની હગાર અથવા ઉંટ, બકરી, ઘેટાની બે ચાર લીંડીઓથી કુવો નાપાક થતો નથી.

**સવાલ**—જો કાફિર કુવામાં ડોલ કાઢવા ઉતર્યો અને પાણીમાં ડુબકી મારી તો કુવાનો શું હુકમ છે?

**જવાબ**—જો એ કાફિરને કુવામાં ઉતારવા પહેલાં નવાડીદે અને પાક કપડું સતર ઉપર બાંધી કુવામાં ઉતરે તો કુવો પાક છે. પણ જો ઉતરવા પહેલાં નહાયો નહિ અને પોતાનાં પહેરેલાં કપડાંથીજ ઉતર્યો તો કુવાનું બધું પાણી કાઢવામાં આવે કારણ કે કાફિરોનાં શરીર અને કપડાં ઘણું કરી નાપાકજ રહે છે.

**સવાલ**—કુવા ઉપર જો કોઇ ખાસ ડોલ રહેતી ન હોય બલકે લોકો નાની મોટી ડોલોથી પાણી ભરતા હોય તો તે કુવાને પાક કરવા માટે કઈ ડોલથી પાણી કાઢવામાં આવે?

**જવાબ**—જ્યારે કુવા ઉપર કોઇ ખાસ ડોલ ન હોય અથવા કુવાની ખાસ ડોલ ઘણી મોટી યા ઘણી નાની હોય તો એવી હાલતમાં દરમ્યાની ડોલ માતબર છે. જે ડોલમાં ચાળીશ રૂપીયાભારના શેરથી સાત શેર પાણી માતું હોય તે દરમ્યાની ડોલ છે.

અહીં સુધી તા'લીમુલ ઇસ્લામ ભા. ૨ જામાં આવેલા મસઅલાઓ ઉપર વધારો હતો. હવે એથી આગળના મસઅલા શરૂ થાય છે.

# તયમ્મુમનું વર્ણન

**સવાલ**—તયમ્મુમ કોને કહે છે?

**જવાબ**—પાક મટોડીથી અથવા કોઇ એવી વસ્તુથી જે માટીના હુકમમાં હોય શરીરને નજાસતે હુકમીયહથી પાક કરવાને તયમ્મુમ કહે છે.

**સવાલ**—તયમ્મુમ કયારે દુરૂસ્ત થાય છે?

**જવાબ**—જ્યારે પાણી ન મળે અથવા પાણી લગાડવાથી બીમાર થઇ જવા યા બીમારી વધી જવાનો ખોફ હોય ત્યારે તયમ્મુમ કરવું દુરૂસ્ત થાય છે.

**સવાલ**—પાણી નહિ મળવાની કઇ કઇ હાલતો છે?

**જવાબ**—પાણી એક માઇલ દુર હોય અથવા કોઈ દુશ્મનની બીકથી પાણી લઈ શકતો ન હોય જેવું કે ઘરના આંગણે કુવો છે પણ બહાર નીકળે તો દુશ્મન કે ચોરોના હુમલાનો ભય હોય અથવા કુવા પાસે મોટો સાપ ફરી રહયો હોય અથવા વાઘ ઉભો હોય અથવા થોડુંક પાણી પોતાની પાસે મોજુદ છે પરંતુ જો તેને વુઝુમાં વાપરી નાખે તો ફરી તરસથી પીડાવાની બીક છે અથવા કુવો છે પણ ડોલ કે દોરડું નથી અથવા પાણી મોજુદ છે છતાં પોતે ઉઠી તેને લઈ શકતો નથી તેમ બીજો માણસ પણ તેની પાસે નથી તો આ બધી હાલતો પાણી ન હોવાના હુકમમાં શામિલ છે.

**સવાલ**—બીમાર થઈ જવાનો ખોફ કયારે માતબર ગણાશે?

**જવાબ**—જ્યારે પોતાના અનુભવથી ખાત્રી થાય અથવા કોઇ મોટા અનુભવી હકીમના કહેવાથી જણાય કે પાણી વાપરવાથી બીમાર થઈ જશો ત્યારે તયમ્મુમ દુરૂસ્ત છે.

**સવાલ**—પાણી એક માઇલ દૂર હોવાની શું મતલબ છે સહેજ ખુલાસાથી બયાન કરો?

**જવાબ**—જ્યારે માણસ કોઈ એવી જગ્યાએ હોય જ્યાં પાણી નથી પરંતુ તેને કોઇના બતાવવાથી અથવા પોતાની અટકળથી વધુ ભાગે એવી આશા હોય કે પાણી એક માઇલની અંદર છે તો પાણી લાવી વુઝુ કરવુ જરૂરી છે.

પરંતુ જ્યારે કોઈ બતાવનાર નહોય તેમ કોઇ પ્રકારે પાણીનો પત્તો પણ લાગે નહિ અથવા પાણીની ખબર તો મળે પણ એક માઇલ યા એથી વધુ દૂર હોય તો પાણી લાવવું જરૂરી નથી. તયમ્મુમ કરવું દુરૂસ્ત છે.

**સવાલ**—તયમ્મુમમાં કેટલા ફર્ઝ છે?

**જવાબ**—ત્રણ ફર્ઝ છે. (૧) નીયત કરવી. (૨) બન્ને હાથ માટી ઉપર મારી મ્હોંપર ફેરવવા. (૩) બન્ને હાથ (બીજી વખત) માટી ઉપર મારી બન્ને હાથ કોણીઓ સહિત મસળવા.

**સવાલ**—તયમ્મુમ કરવાની પુરી રીત બતાવો?

**જવાબ**—પ્રથમ નીયત કરે કે હું નાપાકી દૂર કરવા અને નમાઝ પડવા માટે તયમ્મુમ કરૂં છું. ફરી બન્ને હાથ માટીના મોટા ઢેપા ઉપર મારી હાથોને ખંખેરી નાખે જો વધારે માટી ચોંટી હોય તો મ્હોંથી ફુંક મારે પછી બન્ને હાથોને મ્હોં ઉપર એવી રીતે ફેરવે કે કોઈ જગ્યા બાકી રહે નહિ. એક વાળ જેટલી પણ જગ્યા છુટી જશે તો તયમ્મુમ દુરૂસ્ત થશે નહિ. ફરી બીજી વખત બન્ને હાથ માટી ઉપર મારી હાથોને ખંખેરી પ્રથમ ડાબા હાથનાં ચારે આંગળાં જમણા હાથની આંગળીઓનાં ટેરવાંઓની નીચે મુકી ખેંચે અને કોણી સુધી લઈ જાય. એવી રીતે ખેંચવાથી જમણા હાથની નીચેની બાજુ હાથ ફરી જશે. પછી ડાબા હાથની હથેળી જમણા હાથની ઉપરની બાજુએ મૂકી કોણીથી આંગળીઓ સુધી ખેંચી લાવે અને ડાબા હાથના અંગુઠના અંદરના ભાગને જમણા હાથના અંગુઠાની પીઠ પર ફેરવે. ફરી એજ પ્રમાણે જમણા

હાથને ડાબા હાથ પર ફેરવે પછી આંગળીઓનો ખેલાલ કરે. જો અંગુઠી પહેરેલી હોય તો તેને ઉતારવી કે હલાવવી જરૂરી છે. ડાઢીનો ખેલાલ કરવો પણ સુન્નત છે.

**સવાલ**—વુઝુ અને ગુસલ બન્નેનું તયમ્મુમ દુરૂસ્ત છે અથવા માત્ર વુઝુનું ?

**જવાબ**—બન્નેને બદલે તયમ્મુમ કરવું જાએઝ છે.

**સવાલ**—કઈ વસ્તુઓ ઉપર તયમ્મુમ કરવું દુરૂસ્ત છે ?

**જવાબ**—પાક માટી, રેતી, પત્થર, ચુનો, માટીનાં કાચાં કે પાકાં વાસણ જેની ઉપર પેઈન્ટ ન હોય. માટીની કાચી અથવા પાકી ઈંટો, માટી કે ઈંટો અથવા પત્થરની દીવાલ, ગેરૂ અને ખડી ઉપર તયમ્મુમ કરવું જાએઝ છે. એવીજ રીતે પાક ધુળ ઉપર પણ તયમ્મુમ દુરૂસ્ત છે.

**સવાલ**—કઈ ચીજો ઉપર તયમ્મુમ દુરૂસ્ત નથી ?

**જવાબ**—લાકડાં, લોખંડ, સોનું, ચાંદી, તાંબું, પિત્તળ, એલ્યુમન, સીસું, કલ્લઈ, જસત, ઘઉં, જવ વિગેરે દરેક અનાજ, કપડાં, રાખોડી એ બધી વસ્તુઓ ઉપર દુરૂસ્ત નથી. એમ સમજો કે જે વસ્તુઓ આગમાં પીગળી જાય અથવા બળીને રાખોડી થઈ જાય તેમના ઉપર તયમ્મુમ દુરૂસ્ત નથી.

**સવાલ**—પત્થર કે ચુના અથવા ઈંટોની દીવાલ ઉપર ધુળ ન હોય તો તયમ્મુમ દુરૂસ્ત થશે કે નહિ ?

**જવાબ**—જેટલી વસ્તુઓ ઉપર અમે તયમ્મુમ જાએઝ બતાવ્યું છે, તેમના ઉપર ધુળ હોવાની શરત નથી. પત્થર કે ઈંટ અથવા માટીનાં વાસણ ધોએલાં હોય તો પણ તેમના ઉપર તયમ્મુમ જાએઝ છે.

**સવાલ**—જે વસ્તુઓ ઉપર તયમ્મુમ દુરૂસ્ત નથી તેમના ઉપર ધુળ હોય તો તયમ્મુમ દુરૂસ્ત થશે કે કેમ ?

**જવાબ**—હા, જ્યારે એટલી ધુળ હોય કે હાથ મારે તો ઉડવા લાગે અથવા તે ઉપર હાથ ખેંચવાથી નિશાની પડી જાય તો તયમ્મુમ દુરૂસ્ત છે.

**સવાલ**—અગર કુરઆન મજીદ પઢવા કે તેને હાથ લગાડવા માટે અથવા મસજીદમાં જવા કે અઝાન કહેવા અથવા સલામનો જવાબ આપવા માટે તયમ્મુમ કર્યું તો તેથી નમાઝ દુરૂસ્ત છે કે નહિ ?

**જવાબ**—દુરૂસ્ત નથી.

**સવાલ**—જનાઝહની નમાઝ માટે અથવા તિલાવતના સિજદાની નીયતથી તયમ્મુમ કર્યું તો તેથી નમાઝ જાએઝ છે કે કેમ ?

**જવાબ**—જાએઝ છે.

**સવાલ**—અગર પાણી નહિ મળવાથી તયમ્મુમ કરી નમાઝ પઢી લીધી ફરી પાણી મળ્યું તો શું હુકમ છે ?

**જવાબ**—નમાઝ થઈ ગઈ. પાણી તેજ વખતે મળ્યું હોય અથવા વખત પુરો થવા બાદ હવે તેને ફરીથી પઢવાની જરૂર નથી.

**સવાલ**—કઈ ચીજોથી તયમ્મુમ તુટી જાય છે ?

**જવાબ**—જે વસ્તુઓથી વુઝુ તુટે છે તે ચીજોથી તયમ્મુમ પણ તુટી જાય છે પરંતુ ગુસલનું તયમ્મુમ માત્ર હદસે અકબરથીજ તુટે છે. અને જો પાણી નહિ મળવાથી તયમ્મુમ કર્યું હતું તો પાણી ઉપર કુદરત થવાથી પણ તે તયમ્મુમ તુટી જાય છે. અને જો કોઈ બીજા કારણથી જેમકે બીમારી વિગેરેના સબબે તયમ્મુમ કર્યું હતું તો તેના દૂર થવાથી પણ તયમ્મુમ તુટી જાય છે.

**સવાલ**—એક વખતની નમાઝ માટે તયમ્મુમ કર્યું તો તેથી બીજા વખતની નમાઝ જાએઝ છે કે નહિ ?

**જવાબ**—જ્યાં સુધી એક તયમ્મુમ તુટે નહિ ત્યાં સુધી ચાહો તેટલા વખતની નમાઝો પઢી શકો છો. એજ પ્રમાણે જે તયમ્મુમ ફર્ઝ નમાઝ માટે કર્યું છે તેથી ફર્ઝ કે નફિલ નમાઝ અને કુરઆન શ૦ ની તિલાવત તેમ જનાઝહની નમાઝ, તિલાવતનો સિજદો અને તમામ ઈબાદતો જાએઝ છે.

**સવાલ**—તયમ્મુમની મુદ્દત કેટલી છે ?

**જવાબ**—જ્યાંસુધી પાણી ન મળે અથવા ઉજર બાકી રહે ત્યાં સુધી તયમ્મુમ જાએઝ છે. જો એવીજ હાલતમાં વરસો વહી જાય તો પણ કંઇ વાંધો નથી.

# નમાઝની બીજી શરત (કપડાં પાક હોવા)નું વર્ણન

**સવાલ**—કપડાં પાક હોવાથી શું મતલબ છે ?

**જવાબ**—જે કપડાં નમાઝ પઢનારના શરીર ઉપર હોય જેમકે કુરતો, સુરવાલ, ટોપી, પાઘડી, અચકન વિગેરે દરેકનું પાક હોવું જરૂરી છે. એટલે એમાંથી કોઇના ઉપર નજાસતે ગલીઝહનું એક દિરહમથી વધુ ન હોવું અને નજાસતે ખફીફહનું કપડાના ચોથા ભાગ સુધી ન પહોંચવું નમાઝ જાએઝ થવા માટે શરત છે. હવે જો નજાસતે ગલીઝહ એક દિરહમ અથવા તેથી ઓછી યા નજાસતે ખફીફહ કપડાના ચોથા ભાગથી ઓછી લાગેલી હોય તો નમાઝ થઈ જશે. પણ મકરૂહ થશે.

**સવાલ**—ફેંટાનો એક છેડો નાપાક છે પરંતુ નમાઝ પઢનારે તે છેડાને જુદો કરી દીધો અને બીજા છેડાથી અડધો ફેંટો બાંધી લીધો તો નમાઝ થશે કે કેમ ?

**જવાબ**—જે કપડાનો નમાઝીના શરીર સાથે એવો સંબંધ હોય કે તેના હાલવાથી કપડું પણ હાલે તો એવા કપડાનું પાક હોવું શરત છે. તો આ હાલતમાં નમાઝ થશે નહી કારણ કે નમાઝીના હાલવાથી ફેંટો જરૂર હાલશે.

# નમાઝની ત્રીજી શરત (જગ્યા પાક હોવા)નું વર્ણન

**સવાલ**—જગ્યા પાક હોવાથી શું મતલબ છે ?

**જવાબ**—નમાઝીના બન્ને પગો, ઘુંટણો અને હાથોની જગ્યા તેમ સિજદાની જગ્યાનું પાક હોવું જરૂરી છે.

**સવાલ**—જે વસ્તુ ઉપર નમાઝ પઢવામાં આવે તેની બીજી બાજુ નાપાક હોય તો શું હુકમ છે ?

**જવાબ**—જો લાકડાંનાં પાટીઆં અથવા પત્થર કે પથરાએલી ઇંટો ઉપર અથવા બીજી કોઇ એવી સખત અથવા જાડી વસ્તુ ઉપર નમાઝ પઢી અને નમાઝ પઢી તે બાજુ પાક છે તો નમાઝ થઇ જશે. બીજી બાજુ નાપાક હોય તો કંઇ વાંધો નથી.

પણ જો પાતળા કપડા ઉપર નમાઝ પઢી અને તેની બીજી બાજુએ નજાસત હતી તો નમાઝ દુરૂસ્ત થશે નહિ.

**સવાલ**—એવડું કપડું છે પણ ઉપરનું પાક અને નીચેનું નાપાક હોય તો શું હુકમ છે ?

**જવાબ**—જો એ બન્ને સીવેલાં ન હોય અને ઉપરનું કપડું એટલું જાડું હોય કે નીચેની નજાસતની વાશ કે રંગ જણાય નહિ તો નમાઝ દુરૂસ્ત છે, અને જો બન્ને કપડાં સીવેલાં હોય તો તેના ઉપર ન પઢવામાં બેહતરી છે.

**સવાલ**—નાપાક જમીન અથવા કપડાં કે બિછાના ઉપર પાક કપડું બિછાવી નમાઝ પઢે તો શું હુકમ છે ?

**જવાબ**—જો ઉપરના કપડામાં નીચેની નજાસતની વાશ અથવા રંગ જાહેર થાય નહિ તો નમાઝ દુરૂસ્ત છે.

**સવાલ**—નમાઝની જગ્યા પાક છે પણ તેની આજુબાજુમાં કંઈ નજાસત છે અને તેની વાશ નમાઝમાં આવે છે તો નમાઝ થશે કે નહિ ?

**જવાબ**—નમાઝ થઇ જશે. પરંતુ જાણી જોઇને એવી જગ્યા ઉપર નમાઝ પઢવી બેહતર નથી.

## નમાઝની ચોથી શરત (સતર ઢાંકવા)નું વર્ણન

**સવાલ**—સતર ઢાંકવાની શું મતલબ છે ?

**જવાબ**—પુરૂષને દુંટીથી ઘુંટણો સુધી પોતાનું શરીર ઢાંકવું

ફર્ઝ છે. આ ફર્ઝ એવું છે કે નમાઝમાં તેમજ નમાઝની બહાર પણ ફર્ઝ છે. અને સ્ત્રીને બન્ને હથેળીઓ, પગ અને મ્હોં સિવાય આખા શરીરને ઢાંકવું ફર્ઝ છે. જો કે ઓરતને નમાઝમાં મોઢું છુપાવવું ફર્ઝ નથી પણ ગેર મરદો સામે પરદા સિવાય ખુલ્લે મોઢે આવવું પણ જાએઝ નથી.

**સવાલ**—જો સતરનો કોઈ ભાગ અચાનક ખુલી જાય તો શું હુકમ છે ?

**જવાબ**—કોઈ પણ અવયવનો ચોથો ભાગ ખુલી જઈ ત્રણ વાર સુબ્હાન રબ્બેયલ અઝીમ કહી શકે તેટલી વાર ઉઘાડો રહે તો નમાઝ ટુટી જશે અને ઉઘડતાંજ તરત ઢાંકી લે તો નમાઝ દુરૂસ્ત થશે.

**સવાલ**—જો કોઈ માણસ અંધારામાં નાગો નમાઝ પઢે તો શું હુકમ છે ?

**જવાબ**—કપડું હોવા છતાં અંધારામાં કે અજવાળામાં નાગા થઇ નમાઝ પઢે તો નમાઝ થશે નહિ.

**સવાલ**—જાણી જોઈને કોઈ અવયવનો ચોથો ભાગ ખોલી નાખે તા શું હુકમ છે.

**જવાબ**—જાણી જોઈને ચોથો ભાગ ખોલતાંજ નમાઝ ટુટી જશે.

**સવાલ**—જો કોઈની પાસે તદન કપડું ન હોય તો શું કરે ?

**જવાબ**—જો કોઈપણ તરેહનું કપડું ન હોય તો બીજી કોઈ વસ્તુથી શરીર છુપાવે જેમકે ઝાડનાં પાદડાં અથવા ટાટ વિગેરે, અને જ્યારે સતર ઢાંકવા માટે કંઈ પણ ન મળે તો નાગા નમાઝ પઢે. પણ એવી હાલતમાં બેસીને નમાઝ પઢવી અને રૂકુ, સિજદા ઈશારાથી અદા કરવા બેહતર છે.

## નમાઝની પાંચમી શરત (વખત)નું વર્ણન

**સવાલ**—નમાઝ માટે વખત શરત હોવાથી શું મતલબ છે ?

**જવાબ**—નમાઝ અદા કરવા માટે આ શરત છે કે તેને માટે જે વખત મુકર્રર કરવામાં આવ્યો છે તેજ વખતે પઢવામાં

આવે. તે વખતથી પહેલાં પઢે તો તદ્દન નમાઝ દુરુસ્ત થશે નહિ. અને તે વખત પછી પઢે તો અદા નહિ બલકે કઝા થશે.

**સવાલ**—કેટલા વખતની નમાઝ ફર્ઝ છે ?

**જવાબ**—રાત દિવસમાં પાંચ વખતની પાંચ નમાઝો ફર્ઝ છે. એ સિવાય એક નમાઝ વિતર વાજીબ છે.

**સવાલ**—ફર્ઝ વાજીબ, સુન્નત, નફિલ કોને કહે છે અને તેમાં શું શું ફેર છે ?

**જવાબ**—**ફર્ઝ** તેને કહે છે જે કતઇ દલીલથી સાબિત હોય એટલે તેની સાબિતીમાં કંઇ શક ન હોય. તેના ફર્ઝ હોવાનો નકાર કરનાર કાફિર થઈ જાય છે. અને વિના કારણે છોડી દેનાર ફાસિક અને અઝાબને પાત્ર થાય છે. **વાજીબ** તે છે જે ઝન્ની દલીલથી સાબિત હોય. તેનો નકાર કરનાર કાફિર થતો નથી. પરંતુ વગર કારણે છોડી દેનાર ફાસિક અને અઝાબનો હકદાર થાય છે. **સુન્નત** તે કાર્યને કહે છે જેને રસુલે (સલ.) અથવા સહાબીઓ એ (રદિ) કર્યાં હોય અથવા કરવાને હુકમ આપ્યો હોય. **નફિલ** તે કામોને કહે છે. જેમની ફઝીલત શરીઅતમાં સાબિત હોય. તેમના કરવામાં સવાબ મળે અને છોડી દેવામાં અઝાબ ન હોય. એને મુસ્તહબ્બ, મનદૂબ અને તતવ્વોઅ પણ કહે છે.

**સવાલ**—ફર્ઝ કેટલા પ્રકારના છે ?

**જવાબ**—બે પ્રકારના છે. (૧) ફર્ઝે ઐન.(૨) ફર્ઝે કિફાયહ. **ફર્ઝે ઐન** તે ફર્ઝને કહે છે જેનું અદા કરવું દરેક માણસને જરૂરી હોય. અને વિના કારણે છોડી દેનાર ફાસિક અને ગુનેહગાર થાય. **ફર્ઝે કિફાયહ** તે ફર્ઝ છે જેને એક બે માણસો અદા કરે તો બધાના માથાથી ઉતરી જાય અને કોઇ અદા ન કરે તો સર્વે ગુનેહગાર થાય.

**સવાલ**—સુન્નત કેટલી તરેહની છે ?

**જવાબ**—બે તરેહની છે. (૧) સુન્નતે મોઅકકદહ. (૨) સુન્નતે ગેર મોઅકકદહ. **સુન્નતે મોઅકકદહ** તે કામને કહે છે કે જેને

હઝરતે (સલ) હંમેશ કર્યું હોય અથવા તેને કરવા માટે ફરમાવ્યું હોય અને તેને હંમેશ કરવામાં આવ્યું હોય એટલે વિના કારણે કદિ છોડયું ન હોય. એવી સુન્નતોને વિના કારણે છોડી દેવી ગુનોહ છે. અને છોડી દેવાની ટેવ પાડવાનો તો સખત ગુનોહ છે. અને **સુન્નતે ગેર મોઅકકદહ** તે કામને કહે છે કે જેને રસુલ (સલ) એ અનેક વખત કર્યું હોય અને કદિ કદિ વિના કારણે છોડી પણ દીધું હોય. આવી સુન્નતોને સોનને ઝવાએદ પણ કહે છે.

**સવાલ**—હરામ અને મકરૂહ તહરીમી તથા મકરૂહ તનઝીહી થી શું મતલબ છે?

**જવાબ—હરામ** તે કામને કહે છે કે જેની મનાઈ કતઈ દલીલથી સાબિત હોય અને તેનો કરનાર ફાસિક તેમ અઝાબનો હકદાર થાય. તેમજ તેમનો નકાર કરનાર કાફિર થાય. **મકરૂહ તહરીમી** તે કામને કહે છે જેની મનાઈ ઝન્ની દલીલથી સાબિત હોય. તેનો નકાર કરનાર કાફિર નથી પરંતુ તેનો કરનાર પણ ગુનેહગાર થાય છે. **મકરૂહ તનઝીહી** તે કામને કહે છે જેના છોડી દેવામા સવાબ છે અને કરવામા અઝાબ તો નથી પણ એક તરેહની ખરાબી છે.

**સવાલ**—મબાહ કોને કહે છે?

**જવાબ**—મબાહ તે કામને કહે છે જેના કરવામાં સવાબ નમળે અને ન કરવામાં ગુનોહ કે અઝાબ ન હોય.

**સવાલ**—ફજર ની નમાઝનો વખત બયાન કરો?

**જવાબ**—સુર્યોદય થી આસરે દોઢ કલાક પહેલાં પુર્વ દિશામાં આકાશના કિનારા ઉપર એક સફેદી દેખાય છે. તે અજવાળું જમીનથી ઉપરની તરફ થાંભલાની તરેહ ઉંચે વધેછે તેને સુબહે કાઝિબ (જુઠી સવાર) કહે છે. થોડીક વારમાં આ સફેદી મટી બીજી સફેદી જાહેર થાય છે, જે પૂર્વ દિશાએ આજુબાજુ ફેલાતી ઉઠે છે. એટલે આકાશની પુર્વ દિશાના આખા કિનારા ઉપર ફેલાઈ જાય છે. ઉપરની તરફ લાંબી ઉઠતી નથી. તેને સુબહે સાદિક (સાચી સવાર) કહેછે. સુબહે સાદિક થએથી ફજરની નમાઝ નો વખત શરૂ થાય છે.

અને સુર્ય નીકળવા પહેલાં સુધી રહે છે. જ્યારે સુર્યનો સહેજ પણ કીનારો નીકળી આવ્યો તો ફજરનો વખત પુરો થયો.

**સવાલ**—ફજરનો મુસ્તહબ વખત કયો છે ?

**જવાબ**—જ્યારે અજવાળુ થઈ જાય અને એટલો વખત હોય કે સુન્નત તરીકા મુજબ સારી રીતે નમાઝ અદા થઈ શકે. અને નમાઝ પઢી રહેવા પછી એટલો વખત બાકી રહે કે જો કદાચ આ નમાઝ કોઇ કારણથી દુરૂસ્ત થઈ ન હોય તો સુર્ય નીકળવાં પહેલાં બીજીવાર સુન્નત તરીકા મુજબ નમાઝ પઢી શકાય તેવા વખતે નમાઝ પઢવી અફઝલ છે.

**સવાલ**—ઝોહરની નમાઝનો વખત બતાવો ?

**જવાબ**—ઝોહરની નમાઝનો વખત સુર્ય નમી જવા પછી શરૂ થાય છે. અને મધ્યાન વખતે દરેક વસ્તુનો જેટલો ઓળો હોય છે તે સિવાય જ્યારે દરેક વસ્તુનો ઓળો તેથી બમણો થઈ જાય ત્યારે ઝોહરનો વખત પુરો થઇ જાય છે.

**સવાલ**—ઝોહરનો મુસ્તહબ વખત કયો છે ?

**જવાબ**—ગરમીની મોસમમાં સહેજ મોડું કરી પઢવું કે તાપની તેજી ઓછી થઇ જાય અને સરદીની મોસમમાં શરૂ વખતે પઢવું મુસ્તહબ છે. પણ એ ધ્યાનમાં રાખવું કે ઝોહરની નમાઝ દરેક હાલતમાં એક મિસલથી પહેલાં પઢવી જોઇએ.

**સવાલ**—અસરની નમાઝનો વખત બતાવો ?

**જવાબ**—જ્યારે દરેક વસ્તુનો ઓળો અસલી ઓળા સિવાય ડબલ થઈ જાય તો ઝોહરનો વખત પુરો થઈ અસરનો વખત શરૂ થાય છે. અને સુર્યાસ્ત સુધી રહે છે. પરંતુ જ્યારે ઘણો નીચો થઇ જાય અને તડકો પીળો પડી જાય તો તે વખતે નમાઝ મકરૂહ થાય છે. એ પહેલાંજ અસરની નમાઝ પઢી લેવી જોઇએ.

**સવાલ**—મગરિબની નમાઝનો વખત બ્યાન કરો ?

**જવાબ**—જ્યારે સુર્ય ડુબી જાય ત્યારે મગરિબનો વખત શરૂ થાય છે. અને શફક મટી જવા સુધી રહે છે.

**સવાલ**—શફક કોને કહે છે ?

**જવાબ**—સુર્યાસ્ત પછી પશ્ચિમ દિશામાં આકાશ ઉપર જે રતાશ રહે છે તેને શફકે અહમર એટલે લાલ શફક કહે છે. ફરી તે લાલાશ મટી જઇ એક સફેદી બાકી રહે છે તેને શફકે અબયઝ કહે છે ફરી આ સફેદી પણ મટી જાય છે. અને બધું આકાશ એક સરખું દેખાય છે. આ શફકે અબયઝ મટી જવા આગાઉ સુધી મગરિબનો વખત રહે છે.

**સવાલ**—મગરિબનો મુસ્તહબ વખત કયો છે ?

**જવાબ**—શરૂ વખત મુસ્તહબ છે. અને વિના કારણે મોડું કરી નમાઝ પઢવી મકરૂહ છે.

**સવાલ**—ઈશાની નામાઝનો વખત કયો છે ?

**જવાબ**—સફેદ શફક મટી જવા બાદ ઈશાનો વખત શરૂ થાય છે. અને સુબહે સાદિક થવા પહેલાં સુધી રહે છે.

**સવાલ**—ઇશાનો મુસ્તહબ વખત કયો છે. ?

**જવાબ**—રાતના ત્રીજા ભાગ સુધી મુસ્તહબ વખત છે. ત્યાર બાદ અડધી રાત સુધી મબાહ છે પછી મકરૂહ થઈ જાય છે.

**સવાલ**—વિતરની નમાઝનો વખત બતાવો ?

**જવાબ**—ઇશાની નમાઝનો જે વખત છે તેજ વિતરની નમાઝનો પણ છે. પરંતુ વિતરની નમાઝ ઈશાની નમાઝ પહેલાં જાએઝ નથી. જાણે ઈશાની નમાઝ બાદ તેનો વખત થાય છે.

**સવાલ**—વિતરનો મુસ્તહબ વખત કયો છે ?

**જવાબ**—જેને પોતાના ઉપર ભરોસો હોય કે રાતની આખરે જરૂર જાગીશ તો તેને પાછલી રાતે વિતર પઢવી મુસ્તહબ છે. પણ જાગવાનો ભરોસો ન હોયતો સુવા પહેલાંજ વિતર પઢી લેવી જોઇએ.

# નમાઝની છઠ્ઠી શરત (ઈસ્તિકબાલે કિબ્લહ) નું બયાન

**સવાલ**—ઈસ્તિકબાલે કિબ્લહની શું મતલબ છે?

**જવાબ**—કિબ્લહ તરફ મ્હોં કરવાને ઇસ્તિકબાલે કિબ્લહ કહે છે.

**સવાલ**—ઇસ્તિકબાલે કિબ્લહના નમાઝમાં શરત હોવાની શું મતલબ છે?

**જવાબ**—નમાઝ પઢતી વખતે નમાઝ પઢનારનું મ્હોં કિબ્લહ તરફ હોવું જરૂરી છે.

**સવાલ**—મુસલમાનો નો કિબલો કયો છે?

**જવાબ**—મુસલમાનો નો કિબલો ખાનએ કા'બહ છે. ખાનએ કા'બહ અરબસ્તાનના શહેર મક્કા શ૦માં એક ઘર છે. તેને કા'બતુલ્લાહ બૈતુલ્લાહ અને બેતુલહરામ પણ કહે છે.

**સવાલ**—કિબલો કઈ બાજુએ છે?

**જવાબ**—હિંદુસ્તાન, બરમા, બંગાળ અને ઘણા દેશોમાં કિબલો પશ્ચીમ દિશાએ છે. કારણ કે એ બધા દેશો મક્કા શ૦થી પુર્વ દિશાએ આવેલા છે.

**સવાલ**—બીમારનું મ્હોં કિબ્લહ તરફ ન હોય અને તેમાં હાલવાની પણ શકિત નથી તો તે શુ કરે?

**જવાબ**—જો બીમારને કિબ્લહ તરફ ફેરવી શકે તેવો માણસ મોજુદ હોય અને બીમારને વધુ તકલીફ થવાની બીક પણ ન હોય તો તેનું મ્હોં કિબ્લહ તરફ કરી દેવામાં આવે. પણ જો બીજો માણસ ન હોય અથવા બીમારને સખત તકલીફ થતી હોય તો જે તરફ મ્હોં છે તેજ તરફ નમાઝ પઢી લે.

## નમાઝની સાતમી શરત (નીયત) નું વર્ણન

**સવાલ**—નીયતથી શું મતલબ છે?

**જવાબ**—દિલથી ઈરાદો કરવાને નીયત કહે છે.

**સવાલ**—નીયતમાં કઈ ચીજનો ઈરાદો કરે ?

**જવાબ**—જે નમાઝ પઢવી હોય ખાસ તેજ ફર્ઝ નમાઝનો નીયતમાં ઈરાદો કરવો જરૂરી છે. જેમકે ફજરની નમાઝ પઢવી હોય તો એમ ઈરાદો કરે કે આજની ફજરની નમાઝ પઢું છું અથવા કઝા નમાઝ હોય તો એવી નીયત કરે કે ફલાણા દિવસની ફજરની નમાઝ પઢું છું. અને જો ઈમામની પાછળ નમાઝ પઢવી હોયતો તેની પણ નીયત કરવી જરૂરી છે.

**સવાલ**—નીયતને જીભથી બોલવું કેવું છે ?

**જવાબ**—મુસ્તહબ્બ છે. જો જીભથી બોલે નહિ તો નમાઝમાં કંઈ નુકસાન નથી. અને કહી લે તો સારૂં છે.

**સવાલ**—નફિલ નમાઝની નીયત કેવી રીતે કરવી જોઈએ ?

**જવાબ**—નફિલ નમાઝની નીયત એટલી બસ છે કે નફિલ નમાઝ પઢું છું સુન્નત નમાઝ અને તરાવીહની નમાઝ માટે ણુપ એટલીજ નીયત બસ છે.

## અઝાનનું વર્ણન

**સવાલ**—અઝાનના અર્થ શું છે ?

**જવાબ**—અઝાનના અર્થ ખબર કરવાના છે. પરંતુ શરીઅતમાં ખાસ નમાઝો માટે અમુક શબ્દોથી ખબર કરવાને અઝાન કહે છે (અઝાનના શબ્દો તા'લીમુલ ઈસ્લામ ભા. ૧લામાં આવી ગયા છે.)

**સવાલ**—અઝાન ફર્ઝ છે કે સુન્નત ?

**જવાબ**—અઝાન સુન્નત છે. પરંતુ અઝાનથી ઈસ્લામની એક ખાસ શાન જાહેર થાય છે જેથી એની ઘણી તાકીદ છે.

**સવાલ**—કઈ નમાઝો માટે અઝાન સુન્નત છે ?

**જવાબ**—પાંચે ફર્ઝ નમાઝો માટે અને જુમ્આની નમાઝ માટે સુન્નત છે. એ સિવાય બીજી કોઇ નમાઝ માટે અઝાન સુન્નત નથી.

**સવાલ**—અઝાન કયારે કહેવી જોઈએ ?

**જવાબ**—દરેક ફર્ઝ નમાઝની અઝાન તેના વખતમાં કહેવી જોઈએ. જો વખત થવા પહેલાં કહે તો વખત થયા પછી બીજી વાર કહેવી જોઈએ.

**સવાલ**—અઝાનની મુસ્તહબ્બ રીત કઈ છે?

**જવાબ**—અઝાનમાં સાત વાતો મુસ્તહબ્બ છે. કિબ્લહ તરફ મ્હોં કરી ઉભા રહેવું અઝાનના શબ્દો થોભી થોભીને કહેવું એટલે ઉતાવળ નહિ કરવી. અઝાન કહેતી વખતે શહાદતની બન્ને આંગળીઓ કાનોમાં રાખવી. ઉંચી જગ્યાએ અઝાન કહેવી. મોટા અવાજે અઝાન કહેવી. હૈયા અલસ્સલાહ કહેતી વેળા જમણી તરફ અને હૈયા અલલફ્લાહ કહેતી વખતે ડાબી બાજુ મ્હોં ફેરવવું ફજરની અઝાનમાં હૈયાઅલલ-ફ્લાહ બાદ અસ્સલાતો ખૈરૂમ મિનન્નૌમ બે વખત કહેવું.

**સવાલ**—ઈકામત કોને કહે છે?

**જવાબ**—ફર્ઝ નમાઝ શરૂ કરતી વખતે અઝાનનાજ શબ્દો કહેવામાં આવે છે પણ હૈયા અલલફ્લાહ પછી ઈકામતમાં કદકામતિ-સ્સલાહ બે વખત અઝાનના શબ્દોથી વધુ છે.

**સવાલ**—ઈકામત કહેવું કેવું છે.?

**જવાબ**—ઈકામત પણ ફર્ઝ નમાઝો માટે સુન્નત છે. ફર્ઝ ના-માઝો સિવાય કોઈ પણ નમાઝ માટે સુન્નત નથી.

**સવાલ**—અઝાન અને ઈકામત સ્ત્રી, પુરૂષ બન્ને માટે સુન્નત છે?

**જવાબ**—નહિ, માત્ર પુરૂષો માટેજ સુન્નત છે.

**સવાલ**—વુઝુ કર્યા વિના અઝાન અને ઈકામત કહેવું કેવું છે?

**જવાબ**—વુઝુ કર્યા વિના અઝાન કહેવી દુરસ્ત છે. પણ તેની ટેવપાડવી ખરાબ છે. અને ઈકામત વગર વુઝુએ મકરૂહ છે.

**સવાલ**—કદિ કોઈ માણુસ પોતાના ઘરમાં નમાઝ પઢે તો અઝાન અને ઈકામત કહે અથવા નહિ?

**જવાબ**—મહોલ્લાની મસજીદની અઝાન અને ઇકામત બસ છે. પણ કહી લે તો સારૂં છે.

**સવાલ**—મુસાફિર સફરમાં અઝાન અને ઈકામત કહે કે નહિ?

**જવાબ**—હા, મુસાફરીમાં જ્યારે વસ્તીની બહાર હોય તો અઝાન અને ઈકામત બન્ને કહેવી જોઈએ. અને જો અઝાન ન કહે ફકત ઈકામત કહે તોએ વાંધો નથી પણ બન્નને છોડી દેવું મકરૂહ છે.

**સવાલ**—અઝાન એક માણુસ કહે અને બીજો ઇકામત કહેતો એ જાએઝ છે કે નહીં ?

**જવાબ**—જો અઝાન કહેવા વાળો ત્યાં હાજર ન હોય અથવા હોય પણ બીજાની ઇકામતથી નારાઝ થતો ન હોયતો જાએઝ છે અને એની નારાઝીથી મકરૂહ છે.

**સવાલ**—અઝાન પછી કેટલો વખત થોભી ઇકામત કહેવી જોઇએ ?

**જવાબ**—મગ્રિબની અઝાન સિવાય બીજા વખતોમાં એટલા વખત સુધી થોભવું જોઇએકે જો લોકો ખાવા પીવામાં લાગેલા હોય અથવા જાજરૂએ ગએલા હોય તેઓ ફારેગ થઈ નમાઝમાં મળી શકે. અને મગરિબની અઝાન પછી ત્રણ આયત પઢી શકાય એટલો વખત વિલંબ કરે.

**સવાલ**--અઝાન અને ઇકામતની ઇજાબત કોને કહે છે અને તેનો શું હુકમ છે. ?

**જવાબ**—અઝાન અને ઇકામત બંનેની ઇજાબત મુસ્તાહબ છે. અને ઇજાબતથી એ મતલબ છે કે સાંભળનાર પણ તેજ વાકયો બોલતો જાય જે મોઅઝઝીન અથવા મોકબ્બિર કહેછે પરંતુ **હય્ય અલસ્સલાહ** અને **હય્ય અલલ ફલાહ** સાંભળી **લા હવલા વલા કુવ્વતા ઈલ્લા બિલ્લાહ** કહેવું જોઇએ અને સવારની અઝાનમાં **અસ્સલાતો ખૈરૂમ મિનનોમ** સાભળી **સદકતા વ બરિરતા** કહેવું જોઇએ અને તકબીરમાં **કદકા મતિસ્સલાહ** સાંભળી **અકામહલ્લાહો વ અદામહા** કહેવું જોઇએ.

**સવાલ**—અઝાન પછી કઈ દુઆ પઢવી જોઇએ ?

**જવાબ**—અઝાન પછી આ દુઆ પઢવી જોઈએ. **અલ્લાહુમ્મા રબ્બા હાઝેહીદ દઅવ્તતિત તામ્મતે વસ્સલાતિલ કાએમતે આતે મોહમદનિલ વસીલતા વલ ફઝીલતા વબઅસ્હો મકામમ મહમુદનિલ્લઝી વઅત્ત હુ ઈન્નકા લા તુખલેફુલ મીઆદ.**

## નમાઝ ના રૂકનોનું વર્ણન

**સવાલ**—અરકાને નમાઝ કોને કહે છે. ?

**જવાબ**—નમાઝના અંદર જે કામો ફર્ઝ છે તેને અરકાને નમાઝ કહે છે. અરકાન રૂકનનું બહુવચન છે. રૂકનના અર્થ ફર્ઝ અને અરકાનના અર્થ ઘણા ફર્ઝો છે.

**સવાલ**—નમાઝની અંદર કેટલા ફર્ઝ છે. ?

**જવાબ**—છ ફર્ઝ છે. (૧) તકબીરે તહરીમહ. (૨) કિયામ (ઉભા રહેવું) (૩) કિરાઅત (કુરાન મજીદ પઢવું) (૪) રૂકુ કરવો (૫) બન્ને સિજદા. (૬) છેલ્લો કાયદો એટલે નમાઝની આખરે અત્તહીયાત પઢાય તેટલીવાર બેસવું. પણ તકબીરે તહરીમહ શરત છે રૂકન નથી.

**સવાલ**—તકબીરે તહરીમહ શરત છે તો તેને પહેલી સાત શરતો સાથે કેમ બયાન કરી નહિ ?

**જવાબ**—કારણ કે તકબીરે તહરીમહ અને નમાઝના રૂકનોમાં કંઈ ફાસલો નથી અને તકબીર થીજ નમાઝ શરૂ થાય છે જેથી તકબીરે તહરીમહને નમાઝના રૂકનો સાથે બયાન કરવું યોગ્ય લાગ્યું.

## તકબીરે તહરીમહ નું વર્ણન

**સવાલ**—તકબીરે તહરીમહની શું મતલબ છે. ?

**જવાબ**—નીયત બાંધતી વખતે અલ્લાહો અકબર કહેવાય છે, તો આ તકબીર કહેવાથી નમાઝ શરૂ થાય છે. અને જે વાતો નમાઝ વિરૂધ્ધ છે, તે હરામ થઇ જાય છે. આ કારણથી એને તકબીરે તહરીમહ કહે છે.

**સવાલ**—ફર્ઝ નમાઝની તકબીરે તહરીમહ વાંકાવળી કહે તો જાએઝ છે. યા નહિ ?

**જવાબ**—નહિ, કારણ કે ફર્ઝ અને વાજીબ નમાઝોમાં (જ્યારે યોગ્ય) કંઇ કારણ ન હોય તો તહરીમહની વખતે સીધા ઉભા રહેવું શરત છે.

# નમાઝના પહેલા રૂકન (કેયામ) નું વર્ણન.

**સવાલ**—કેયામથી શું મતલબ છે. ?

**જવાબ**—કેયામ ઉભા રહેવાને કહે છે. અને ઉભા થવાની મતલબ એવી રીતે સીધા ઉભા થવું છે. કે ઘુંટણો સુધી હાથ પહોંચી શકે નહિ.

**સવાલ**—કઇ નમાઝમાં અને કેટલો કેયામ ફર્ઝ છે?

**જવાબ**—ફર્ઝ અને વાજીબ નમાઝોમાં એટલું ઉભા રહેવું ફર્ઝ છે જેમાં ફર્ઝ કિરાઅત પઢી શકાય.

**સવાલ**—જો ઉભા થવાની શકિત ન હોયતો શું કરે ?

**જવાબ**—બીમારી અથવા જખમથી કે દુશ્મનના ડરથી અથવા એવા બીજા કોઈ મોટા કારણથી ઉભા થઇ શકાય નહિ તો ફર્ઝ અને વાજીબ નમાઝો બેસીને પઢવી જાએઝ છે.

**સવાલ**—નફિલ નમાઝમાં કેયામનો શું હુકમ છે?

**જવાબ**—નફિલ નમાઝમાં કેયામ ફર્ઝ નથી. કંઈ ઉજર વિના પણ બેસીને નફિલ નમાઝ પઢવી જાએઝ છે. પણ વિના કારણે નફિલ નમાઝ બેસીને પઢવામાં અડધો સવાબ મળે છે.

# નમાઝના બીજા રૂકન કેરાઅતનું વર્ણન

**સવાલ**—કિરાઅત થી શું મુરાદ છે ?

**જવાબ**—કુરાઅન મજીદ પઢવાને કિરાઅત કહે છે.

**સવાલ**—નમાઝમાં કેટલું કુરઆન મજીદ પઢવું જરૂરી છે. ?

**જવાબ**—ઓછામાં ઓછું એક આયત પઢવું ફર્ઝ છે. અને અલહુમ્દોની સુરત પઢવી વાજીબ છે. તેમ ફર્ઝની પહેલી બે રકાતોમા અને વિતર, સુન્નત અને નફિલ નમાઝની દરેક રકાતમાં સુરએ ફાતેહા પછી કોઈ બીજી સુરત અથવા લાંબી એક આયત કે નાની ત્રણ આયતો પઢવી પણ વાજીબ છે.

**સવાલ**—શું હરેક નમાઝની દરેક રકાતમાં અલહુમ્દોની સુરત પઢવી વાજીબ છે. ?

**જવાબ**—ફર્ઝ નમાઝની ત્રીજી અને ચોથી રકાત સિવાય દરેક નમાઝની (ફર્ઝ અથવા વાજીબ હોય કે સુન્નત યા નફિલ) હરેક રકાતમાં અલહમ્દો પઢવું વાજીબ છે.

**સવાલ**—જો કોઇને એક આયત પણ યાદ ન હોય તો શું કરે?

**જવાબ**—કિરાઅતને બદલે સુબ્હાનલ્લાહ અથવા અલહમ્દો લિલ્લાહ પઢે અને ઘણીજ જલદી કુરઆન મજીદ શીખવું અને યાદ કરવું તેના ઉપર ફર્ઝ છે. ફર્ઝ કિરાઅત જેટલું યાદ કરવું ફર્ઝ છે. અને વાજીબ જેટલું વાજીબ. અને નહિ શીખવાથી સખત ગુનહેગાર થશે.

**સવાલ**—કઈ કઈ નમાઝોમાં કુરઆન મજીદ જોરથી પઢવું જોઇએ

**જવાબ**—ઈમામ ઉપર વાજીબ છે. કે મગરિબ અને ઇશાની પહેલી બે રકાતોમાં અને ફજર, જુમા અને બન્ને ઈદોની નમાઝો માં અને રમઝાન મુબારકના મહીનામાં તરાવીહ અને વિતરમાં અવાજથી પઢે.

**સવાલ**—કઈ નમાઝોમાં કિરાઅત ધીમેથી પઢવી જોઇએ.?

**જવાબ**—ઝોહર અને અસરની નમાઝમાં ઇમામ અને મુનફરિદ દરેકને અને વિતર નમાઝમાં મુનફરિદ ને ધીમેથી કિરાઅત પઢવી જોઇએ.

**સવાલ**—જોરથી પઢવાની શું હદ છે.?

**જવાબ**—જોરથી પઢવાનો અદના દરજ્જો આ છે કે પોતાનો અવાજ પાસેના માણુસના કાનમાં પહોંચી શકે. અને ધીમે પઢવાનો અદના દરજ્જો આ છે કે પોતાનો અવાજ પોતે સાંભળી શકે.

**સવાલ**—જે નમાઝોમાં જોરથી કિરાઅત પઢાય છે તેમને શું કહેછે

**જવાબ**—તેમને જહરી નમાઝો કહે છે. કારણ કે જહર ના અર્થ જોરથી પઢવાના છે.

**સવાલ**—જે નમાઝોમાં ધીમેથી કિરાઅત પઢાય છે તેમને શું કહેછે

**જવાબ**—તેમને સિર્રી નમાઝો કહે છે. કારણ કે સિર્રના અર્થ ધીમેથી પઢાવાના છે.

**સવાલ**—જો કોઈ માણસ જીભથી શબ્દો ન બોલતાં માત્ર દિલમાં પઢી જાય તો જાએઝ છે કે નહિ?

**જવાબ**—માત્ર ખયાલ કરી લેવાથી નમાઝ થશે નહિ. બલકે જીભથી પઢવું જરૂરી છે.

## નમાઝના ત્રીજા રૂકન (રૂકુ) અને ચોથા રૂકન સિજદા નું વર્ણન

**સવાલ**—રૂકુની ઓછામાં ઓછી હદ કેટલી છે?

**જવાબ**—હાથ ઘુંટણો સુધી પહોંચી જાય એટલું નમવું રૂકુનો અદના દરજો છે.

**સવાલ**—રૂકુનો સુન્નત તરીકો શું છે?

**જવાબ**—એટલું નમવું કે માથું અને કમર બરાબર રહે. અને હાથ પાંસળાંથી જુદા રહે અને બન્ને હાથે ઘુંટણોને પકડી લેવામાં આવે.

**સવાલ**—જો વૃધ્ધાવસ્થાને લીધે કમર એટલી નમી જાય અથવા એટલો ખુંદો હોય કે રૂકુ જેવી હાલત થઈ જાય તો રૂકુ કેવી રીતે કરે?

**જવાબ**—માથાથી ઈશારો કરે. એટલે માત્ર સહેજ માથુ નમાવી દેવાથી તેનો રૂકુ અદા થઈ જશે.

**સવાલ**—સિજદાથી શું મતલબ છે?

**જવાબ**—જમીન ઉપર પેશાની મુકવાને સિજદો કહે છે.

**સવાલ**—અગર એકલી નાક અથવા પેશાની ઉપર સિજદો કરે તો સિજદો અદા થશે કે કેમ?

**જવાબ**—જો કોઈ ઉજરથી એવું કરે તો જાએઝ છે અને વિનાકારણે એકલી પેશાની ઉપર સિજદો કર્યો તો અદા થઈ જશે. પણ મકરૂહ છે અને વિના કારણે એકલી નાક ઉપર સિજદો કરેતો સિજદો અદા થશે નહિ.

**સવાલ**—દરેક રકા'તમાં એક સિજદો ફર્ઝ છે અથવા બન્ને?

**જવાબ**—બન્ને સિજદા ફર્ઝ છે.

**સવાલ**—જો પેશાની અને નાક બન્ને ઉપર જખમ હોયતો શું કરે?

**જવાબ**—એવો માણસ માથાથી સિજદાનો ઈશારો કરે તો બસ છે.

**સવાલ**—પહેલા સિજદા પછી કેટલી વાર થોભી બીજો સિજદો કરે?

**જવાબ**—સારી રીતે બેસી જાય ફરી બીજો સિજદો કરે.

**સવાલ**—ઇદો અથવા જુમા યા બીજી કોઈ મોટી જમા'તમાં વધારે લોકો થવાથી જગ્યા તંગ થઈ ગઇ જેથી પાછલા માણુસે આગલા (નમાઝી) ની પીઠ ઉપર સિજદો કર્યો તો જાએઝ છે કે નહિ?

**જવાબ**—જાએઝ છે.

# નમાઝના પાંચમા રૂકન (આખેરી કાએદહ) નું વર્ણન

**સવાલ**—છેલ્લો કાયદો કેટલી વાર સુધી ફર્ઝ છે.?

**જવાબ**—અત્તહીઆતના છેલ્લા શબ્દ અબ્દોહુ વ રસુલોહ સુધી પઢી શકાય તેટલીવાર બેસવું ફર્ઝ છે.

**સવાલ**—આખેરી કાએદો કઇ કઈ નમાઝોમાં ફર્ઝ છે?

**જવાબ**—દરેક નમાઝમાં આખેરી કાએદો ફર્ઝ છે. ફર્ઝ નમાઝ હોય કે વાજીબ સુન્નત હોય અથવા નફિલ,

# નમાઝના વાજીબોનું વર્ણન

**સવાલ**—વાજીબાતે નમાઝથી શું મતલબ છે?

**જવાબ**—જે ચીજોનું અદા કરવું જરૂરી છે. તેમને વાજીબાતે નમાઝ કહે છે. જો તેમાંથી કોઈ ચીજ ભુલથી છુટી જાય તો સિજદએ સહુવ કરી લેવાથી નમાઝ દુરૂસ્ત થઇ જાય છે. અને ભુલથી છુટી જવા બાદ સહુવનો સિજદો કર્યો નહિ અથવા જાણી જોઇને કોઇ ચીજ છોડી દીધી તો તે નમાઝને ફરીથી પઢવી વાજીબ થાય છે.

**સવાલ**—નમાઝના વાજીબો કેટલા છે.?

**જવાબ**—નમાઝના ચૌદ વાજીબો છે. (૧) ફર્ઝ નમાઝોની પહેલી બેરકા'તોને કિરાઅત માટે ખાસ કરવી. (૨) ફર્ઝ નમાઝોની ત્રીજી અને ચોથી રકા'ત સિવાય બાકી દરેક નમાઝની હરેક રક'ત માં સુરએ ફાતેહા પઢવી. (૩) ફર્ઝ નમાઝની પહેલી બે રક.'તોમા

અને વાજીબ, સુન્નત, નફિલ નમાઝની બધી રકા'તોમાં સુરએ ફાતેહા પછી બીજી કોઇ સુરત અથવા એક લાંબી આયત યા નાની ત્રણ આયતો પઢવી. (૪) સુરએ ફાતેહા બીજી સુરતથી પહેલી પઢવી. (૫) કિરાઅતમાં અને રકુ, સિજ્દાઓમાં અને રકા'તોમાં તરતીબ રાખવી. (૬) કૌમો કરવો એટલે રૂકુથી ઉઠી સીધા ઉભા થવું. (૭) જલસો એટલે બન્ને સિજ્દા વચ્ચે સીધા બેસી જવું. (૮) તઅદીલે અરકાન એટલે રૂકુ, સિજ્દા વિગેરે ને સારી રીતે અદા કરવા. (૯) કાએદએ ઉલા એટલે ત્રણ અને ચાર રકા'તવાળી નમાઝોમાં બે રકા'ત પછી અત્તહીયાત પઢી શકાય તેટલું બેસવું. (૧૦) બન્ને કાયદાઓ માં અત્તહીયાત પઢવું. (૧૧) ઇમામને ફજર, મગરિબ, ઇશા, જુમા, ઇદો, તરાવીહ અને રમઝાન શરીફના વિતરોમાં અવાજથી કિરાઅત પઢવી અને ઝોહર, અસર વિગેરે નમાઝોમાં ધીમેથી પઢવૂં (૧૨) સલામના શબ્દથી નમાઝ પુરી કરવી. (૧૩) વિતર નમાઝમાં દુઆએ કોનુત માટે તકબીર કહેવી અને દોઆએ કોનુત પઢવી. (૧૪) ઇદની બન્ને નમાઝોમાં તકબીરો કહેવી.

## નમાઝની સુન્નતોનું વર્ણન

**સવાલ**—નમાઝની સુન્તતોથી શું મતલબ છે.?

**જવાબ**—જે ચીઝો નમાઝમાં હુઝુર રસુલે કરીમ (સલ) થી સાબિત થઈ છે. પણ તેમની તાકીદ ફર્ઝ અને વાજીબની બરાબર સાબિત થઈ નથી, તેમને સુન્નત કહે છે. એમાંથી કોઇ ચીજ ભૂલથી છુટી જાય તો નમાઝ ટુટતી નથી અને સહુવનો સિજ્દો વાજીબ થતો નથી તેમ ગુનોહ પણ થતો નથી અને જાણી જોઇને છોડી દેવાથી પણ નમાઝ ટુટતી નથી કે સહુવનો સિજ્દો વાજીબ થતો નથી પરંતુ છોડી દેનાર ઠપકાને પાત્ર થાય છે.

**સવાલ**—નમાઝમાં કેટલી સુન્નતો છે.?

**જવાબ**—નમાઝમાં એકવીશ સુન્નતો છે. (૧) તકબીરે તહરીમહ કહેવા પહેલાં બન્ને હાથ કાનો સુધી ઉઠાવવા. (૨) બન્ને હાથો

નાં આંગળા તેમની હાલત પ્રમાણે ખુલ્લાં અને કિબ્લહ તરફ રાખવાં (૩) તકબીર કહેતી વખતે માથું નમાવવું નહિ. (૪) તકબીરે તહરીમહ અને એક રૂકનમાંથી બીજા રૂકનમાં જવાની તમામ તકબીરો ઈમામે જરૂર મુજબ જોરથી કહેવી, (૫) જમણો હાથ ડાબા હાથ ઉપર ડુંટી નીચે બાંધવો. (૬) સના પઢવું. (૭) તઅવ્વુઝ એટલે અઉઝો બિલ્લાહ પઢવું. (૮) બિસ્મિલ્લાહ પઢવું. (૯) ફર્ઝ નમાઝની ત્રીજી અને ચોથી રકા'તમાં ફકત સુરએ ફાતેહા પઢવી. (૧૦) આમીન કહેવું. (૧૧) સના, અઉઝો બિલ્લાહ, બિસ્મિલ્લાહ, આમીન, દરેકને ધીમેથી કહેવું (૧૨) સુન્નત મુજબ કિરાઅત પઢવી. (૧૩) રૂકુ અને સિજદામાં ત્રણ ત્રણ વખત તસ્બીહ પઢવી. (૧૪) રૂકુમાં માથું અને પીઠ બન્નેને એક સરખા રાખવા અને બન્ને હાથની આંગળીઓ પહોળી કરી ઘુંટણોને પકડી લેવા. (૧૫) કૌમહમાં ઈમામે સમેઅ-લ્લાહો લેમન હમેદહ અને મુકતદીએ રબ્બના લકલ હમ્દ કહેવું અને મુનફરિદે તસ્મીઅ તથા તહમીદ બન્ને કહેવું (૧૬) સિજદાહમાં જતી વખતે પહેલાં બન્ને ઘુંટણો ફરી બન્ને હાથ ફરી પેશાની મુકવી. (૧૭) જલસા અને કાએદહમાં ડાબો પગ બિછાવી તેના ઉપર બેસવું અને જમણા પગને એવી રીતે ઉભો રાખવો કે તેના આંગળાનાં ટેરવા કિબ્લહ તરફ રહે. અને બન્ને હાથ જાંગો ઉપર મુકવાં. (૧૮) તશહહુદમા અશ્હદો અલ્લાએલાહ ઉપર કલેમાની આંગળીથી ઈશારો કરવો. (૧૯) આખેરી કાએદહમાં તશહહુદ પછી દરૂદ પઢવું (૨૦) દરૂદ પછી દોઆ પઢવી. (૨૧) પ્રથમ જમણી બાજુ ફરી ડાબી તરફ સલામ ફેરવવું.

## નમાઝના મુસ્તહબ્બોનું વર્ણન

**સવાલ**—નમાઝમાં કેટલી ચીજો મુસ્તહબ છે. ?

**જવાબ**—નમાઝમાં પાંચ ચીજો મુસ્તહબ છે. (૧) તકબીરે તહરીમહ કહેતી વેળા બન્ને હથેળીઓ બાંયોથી બહાર કાઢવી. (૨) રૂકુ અને સિજદામાં મુનફરિદ ને ત્રણ વખતથી વધુ તસ્બીહ પઢવી.

(૩) કેયામની હાલતમાં સિજદાની જગ્યાએ અને રૂકુમાં પગોની પીઠ ઉપર અને જલસા તથા કાએદહમાં પોતાના ખોળા ઉપર અને સલામની વખતે પોતાના ખભા ઉપર નજર રાખવી. (૪)ખાંસીને બનતા સુધી રોકવી. (૫) બગાસું આવે તો મ્હોં બંધ રાખવું અને ખુલ્લી જાય તો કેયામની હાલતમાં જમણા હાથ અને બીજી હાલતોમાં ડાબા હાથની પીઠથી મ્હોં ઢાંકી લેવું.

# નમાઝ પઢવાની પુરી રીત.

નમાઝ પઢવાનો ઈરાદો કરો ત્યારે પ્રથમ પોતાના શરીરને હદસે અકબર, હદસે અસગર અને જાહેરી નાપાકીથી પાક કરો. અને પાક કપડાં પહેરી પાક જગ્યાએ કિબ્લાહ તરફ મ્હોં કરી એવી રીતે ઉભા થવું કે બન્ને પગો વચ્ચે ચાર આંગળ અથવા તેની લગભગ અંતર રહે. ફરી જે નમાઝ પઢવી હોય તેની દિલથી નીયત કરો. જેવું કે ફજરની ફર્ઝ નમાઝ ખુદાને વાસ્તે પઢું છું અને જીભથી કહો તો ઠીક છે. ફરી બન્ને હાથ કાનો સુધી ઉઠાવો તો હાથની હથેળીઓ અને આંગળાં કિબ્લાહ તરફ રહે અને અંગુઠા કાનની લોળ બરાબર રહે અને આંગળાં ખુલ્લાં રહે. તે વખતે અલ્લાહો અકબર કહી બન્ને હાથ ડુંટી નીચે બાંધી લ્યો. જમણા હાથની હથેળી ડાબા હાથની હથેળીની પીઠ પર રહે. અને અંગુઠા તથા ટચલી આંગળીથી પહોંચાને પકડી લ્યો. બાકી ત્રણ આંગળાં હાથ પર રહે અને નજર સિજદાની જગ્યાએ રાખો. હાથ બાંધી ધીમેથી સના પઢો. ફરી અઉઝો પછી બિસ્મિલ્લાહ પઢી સુરએ ફાતેહા પઢો. સુરએ ફાતેહા પુરી કર્યા પછી ધીમેથી આમીન કહો, ફરી કોઈ સુરત અથવા લાંબી એક આયત અથવા નાની ત્રણ આયતો પઢો (પરંતુ જો તમે ઈમામની પાછળ નમાઝ પઢતા હો તો એકલી સના પઢી ચુપચાપ ઉભા રહો. અઉઝો, બિસ્મિલ્લાહ, સુરએ ફાતેહા અને બીજી સુરત કંઇ ન પઢો.) કિરાઅત સાફ સાફ અને સહી પઢો. ઉતાવળા ન કરો. ફરી અલ્લાહો અકબર કહેતાં રૂકુમાં જાવ. આંગળાં ને ખોલી તેથી ઘુંટણોને પકડી લ્યો. પીઠ ને એવી સીધી રાખો કે જો પાણીનું પ્યાલું મુકવામાં આવે

તો બરાબર રહે, માથાને પીઠની બરાબર રાખો. ઉંચું નીચું ન રાખો. હાથ પાંસળાંથી જુદા રાખો અને પીંડલીઓ સીધી ઉભી રહે. ફરી રૂકુની તસ્બીહ ત્રણ અથવા પાંચ વખત પઢો. પછી તસ્મીઅ કહેતાં સીધા ઉભા થઈ જાવ. તહમીદ પણ પઢો. (ઇમામ એકલી તસ્મીઅ અને મુકતદી એકલી તહમીદ પઢે. પણ મુનફરિદ તસ્મીઅ અને તહમીદ બન્ને પઢે.) ફરી તકબીર કહેતાં સિજદામાં જાવ. પહેલાં બન્ને ઘુંટણ પછી બન્ને હાથ ફરી નાક પછી પેશાની મુકો. ચહેરો બન્ને હથેળીઓ વચ્ચે અને અંગુઠા કાનની બરાબર રહે. હાથનાં આંગળાં મળેલાં રાખો કે જેથી સર્વેનાં ટેરવાં કિબ્લહ તરફ રહે. કોણી ઓ પાંસળાંથી અને પેટ જાંગ થી જુદું રહે. કોણીઓ જમીન પર ન પાથરો. સિજદામાં ત્રણ અથવા પાંચ વખત સિજદાની તસ્બીહ કહો. ફરી પ્રથમ પેશાની પછી નાક ફરી હાથ ઉઠાવી તકબીર કહેતા ઉઠો. અને સીધા બેસી જાવ. ફરી તકબીર કહી બીજો સિજદો કરો. ફરી તકબીર કહેતાં ઉઠો. ઉઠવામાં પહેલાં પેશાની પછી નાક ફરી હાથ પછી ઘુંટણો ઉઠાવી પંજાઓ ભેર સીધા ઉભા થઇ જાવ. અને ઉભા થઇ હાથ બાંધી લ્યો અને બિસ્મિલ્લાહ સુરએ ફાતેહા અને કોઇ સુરત પઢો. (ઇમામની પાછળ હો તો કાંઈ ન પઢો ચુપચાપ ઉભા રહો.) ફરી તેવીજ રીતે કાયદાસર રૂકુ, કોમોહ, સિજદો, જલસો અને (બીજો) સિજદો કરો. બીજા સિજદાથી ઉઠી ડાબો પગ બિછાવી તે ઉપર બેસી જાવ. જમણો પગ ઉભો રાખો. બન્ને પગોની અંગળીઓનાં ટેરવાં કિબ્લહ તરફ રહે. અને બન્ને હાથ જાંગો ઉપર રાખો અને અત્તહી-યાત પઢો. જ્યારે અશહદો અલ્લાએલાહ પર પહોંચો તો જમણા હાથ ના અંગુઠા અને વચલી અંગળીથી ગોળાકાર કરી લ્યો. અને ટચલી આંગળીથી તથા તેની પાસેવાળી અંગળીને બંધ કરી લ્યો. અને કલેમા ની અંગળી ઉઠાવી ઇશારો કરો. લાએલાહ ઉપર અંગળી ઉઠાવો અને ઈલ્લલ્લાહ પર નમાવી દો. અને છેવટ સુધી એવીજ રીતે રાખો. અત્તહીયાત પુરી કરી જો બે રકાત વાળી નમાઝ હોય તો દરૂદ શરીફ પઢો પછી દોઆ પઢો. ફરી પહેલાં જમણી તરફ પછી ડાબી

તરફ સલામ ફેરવો. જમણી તરફ સલામ ફેરવતી વેળા જમણી તરફ મ્હોં ફેરવો અને ડાબી તરફ સલામમાં ડાબી તરફ મ્હોં ફેરવો જમણા સલામમા જમણી બાજુના ફરિશ્તા અને નમાઝીઓની નીયત કરો. અને ડાબા સલામમાં ડાબી બાજુના ફરિશ્તા અને નમાઝી ઓની નીયત કરો, અને જે તરફ ઇમામ હોય તે તરફના સલામમાં ઇમામની નીયત પણ કરો. અને ઇમામ બન્ને સલામોમાં મુકતદીઓની નીયત કરે અને જો ત્રણ અથવા ચાર રકાત વાળી નમાઝ છે તો અત્ત હીયાત પછી દરૂદ ન પઢો બલકે તકબીર કહેતાં ઉભા થઈ જાવ. હવે જો ફર્ઝ નમાઝ છે તો તેના કાયદા મુજબ અને વાજીબ અથવા સુન્નત યા નફિલ નમાઝ છે તો તેના કાયદા મુજબ ત્રીજી અને ચોથી રકાત પુરી કરી સલામ ફેરવી દો. સલામ બાદ અલ્લાહુમ્મા અન્તસ્સ લામો વ મિન્કસ્સલામ તબારકતા યા ઝલ જલાલે વલ ઇકરામ. અને અલ્લાહુમ્મા અઇન્ની અલા ઝિક્રેક વ શુકરેક વ હુસ્ને ઇબાદતેક પઢો અને આ દોઆ પઢવી પણ સુન્નત છે. લાએલાહ ઇલ્લલ્લાહો વહદહુ લા શરીક લહુ લહુલમુલ્કો વલહુલ હમ્દો વ હોવ અલા કુલ્લે શૈઈન કદીર અલ્લાહુમ્મા લા માનેઅ લેમા આ'તૈતા વલા મોઅતેયા લેમા મનઅતા વલા યન્ફઓ ઝલ જદ્દે મિન્કલ જદ્દ.



## તાલીમુલ ઈસ્લામ ભાગ ત્રીજાની

## અનુક્રમણીકા.

